# શ્રમજીવી કન્યાશ્રમ

( એક સ્વપ્ન )

શ્રાવણ શુકલા એકાદશી
વિ. સં. ૧૯૯૭

દેસાઇભાઇ નાથાભાઇ પટેલ

# શ્રમજીવી કન્યાશ્રમ

## ( એક સ્વપ્ન )

## ૧

## મૂંઝવણ

આપણી કન્યાઓની કેળવણીનો પ્રશ્ન મને મૂંઝવતો હતો. એનો ઉકેલ કરવા મથતી ઘણી સંસ્થાઓ મેં જોઈ છે, ને એક સંસ્થામાં તો હું કામ પણ કરું છું. છતાં કન્યાકેળવણીના આ સંસ્થાઓએ કરેલા ઉકેલથી સંતોષ થતો નહોતો. સાચો માર્ગ કયો ?

આ બધા ઉકેલોમાં પણ કેળવણીને નામે શરીરશ્રમમાંથી શક્ય તેટલાં બચી જવાનું, બીજાના ખભા ઉપર ચડી બેસવાનું, કોઇની મહેનતનું ફળ હોઇયાં કરી જવાનું તો છે જ. આ ઉકેલોમાં શરીરનું પોષણ શરીરથી ને મનનું પોષણ મનથી કરવાની વાત ભાગ્યે જ દેખાય છે: મનને પણ શરીરની આજીવિકા મેળવવા માટે યોજવાની વાત આવે છે. ત્યારે સાચો ઉકેલ શો ? મન આ મૂંઝવણમાં હમેશાં રહ્યા કરતું જ હતું.

એક દિવસ ઉપરની ગડમથલમાં મન રોકાયેલું હોવાને કારણે માથું ભારે થયું હતું ને તેથી મારી આંખ મીંચાઇ ગઇ, ને હું ઊંઘમાં પડ્યો. પણ નિદ્રાવસ્થામાં મને જાગ્રતાવસ્થાનો અનુભવ થયો. હું એક રમ્ય સ્વપ્નમાં પડ્યો. એમાં મને મારી બધી ગૂંચવણોના ઉકેલની ચાવી દેખાઇ.

મને જે સ્વપ્નદર્શન થયું તે મારે મારી પોતાની ખાતર પણ કાગળ પર ઉતારી લેવું રહ્યું : કારણ, જ્યાં સુધી તેની હૂબહુતા તાજી જ છે ત્યાં સુધીમાં તેને કલમબદ્ધ ન કરી લેવાય તો પછી જતે કાળે એમાંથી ઘણું વિસ્મૃતિના સમુદ્રમાં ક્યાંય ડૂબકી મારી જાય. વળી મારું આ સ્વપ્નદર્શન કાગળ પર ઊતરે તો તે વાંચીને, મારા જેવી મથામણ જે કોઇને હોય, તેને તેમાંથી તેના ઉકેલનું દિશાસૂચન પણ કદાચ થાય. આ બે પ્રલોભનોને લીધે એ સ્વપ્ન જેવું ને તેવું નીચે ઉતારું છું.

૧

# દર્શન

મને એક દિવ્ય સુંદરીનું દર્શન થયું. એની દૃષ્ટિ હતી દુગ્ધકુલ્યા —એમાંથી અમીનો સ્રોત વહ્યે જતો હતો. એણે જાડું શ્વેત વસ્ત્ર ધારણ કર્યું હતું. એના કપાળમાં ચાંલ્લો હતો. આખું અંગ ઘાટીલા અવયવોની સપ્રમાણ ગોઠવણનો નમૂનો હતું. એની કાયા પર ક્યાંય બાહ્યાલંકાર નહોતો. એ પોતે જ અલંકારનેય અલંકારે એવી હતી. પોતાની અંતઃદીપ્તિથી જ એ દેદીપ્યમાન હતી. એના ચાર હાથમાં એણે અનુક્રમે ઝાડ, સૂતર, માળા અને પુસ્તક ધારણ કરેલાં હતાં.

એણે મને આશ્વાસન આપતાં કોમળ, મધુર સ્વરે કહ્યું—'વત્સ, મૂંઝાતો મા. તારી મૂંઝવણનો ઉકેલ તને સત્વર મળશે.'

એના આ બોલ મને સુધાના બિંદુ જેવા પ્રિય લાગ્યા. તરત જ એણે મારા મસ્તક પર હાથ મૂકયો. હું તો જાણે બ્રહ્મસમાધિમાં ડૂબી ગયો. થોડી વાર પછી મેં આંખ ઉઘાડી તો હું મારા ઘરમાં નહોતો. કન્યાઓને કેળવવાની એક સંસ્થામાં હું હતો એનું નામ હતું '**શ્રમજીવી કન્યાશ્રમ**'. તેના સંચાલકની સાથે હું એ સંસ્થાનું અવલોકન કરતો ફરતો હતો.

મેં ત્યાં દરેક વ્યક્તિને શરીરશ્રમના કોઇ ને કોઇ ઉત્પાદક કામમાં પરોવાયેલી જોઈ. દરેક જણ રોજના છ કલાક મજૂરી કરતું હતું અને વચ્ચે વચ્ચે જે વખત મળતો તેમાં ભણવાનું રહેતું.

આશ્રમનાં મકાનો સાદાં અને પરિશ્રમની ભાવનાને સતત જાગ્રત રાખે તેવી રચના અને ગોઠવણવાળાં હતાં; છતાં તેમાં કળા નહોતી એમ પણ નહોતું. આદર્શ અને સંસ્કારી ખેડૂતોના નિવાસના નમૂના જેવી એ સંસ્થા હતી.

આશ્રમને અંગે ગોશાળા, શાકભાજી અને ફળવૃક્ષની વાડી, ને ગાયો માટે ઘાસ સારુ ખેતરો હતાં. પાણી માટે કૂવા હતા. નહાવા-

ધોવા વગેરે માટે પાણી હાથે ખેંચી લેવાનું હતું અને ખેતરો માટે કોસનો ઉપયોગ થતો. બધાં કામોમાં શક્ય હોય ત્યાં સુધી ગ્રામોદ્યોગની બનાવટનો ઉપયોગ કરવામાં આવતો હતો.

ખેતીને અંગે મદદ કરવા માટે નોકર હતો, તે સિવાય બીજા કોઈ કામ માટે નોકર નહોતો. આ નોકરની સાથેનો વરતાવ નોકર જેવો નહોતો. આશ્રમનાં અન્ય સાથીઓના જેવો તે પણ તેમનો એક સાથી જ ગણાતો. એટલે આશ્રમની દિનચર્યા અને નિયમો મુજબ તેણે પણ વરતવાનું હતું. બધાંની સાથે એ પણ વહેલો ઊઠે, ઉપાસનામાં હાજર રહે, કામ પર ચડે, કાંતવા અને ભણવા બેસે વગેરે.

સંસ્થામાં જોઈતાં દૂધ, શાકભાજી, ફૂલફળાદિ, અને વસ્ત્રો માટે સૂતર વગેરે હાથોહાથ જ તૈયાર કરાતાં. બધી જાતની સફાઈ અને મહેનત, જેવી કે દળવું, ખાંડવું, પાણી ભરવું, ગોશાળા અને ખેતીનું કામ કરવું, રસોઈ બનાવવી વગેરે, હાથોહાથ જ કરી લેવાતાં.

## ૩

## દિનચર્યા

શરૂઆતમાં ઉપર ટપકે નજર કરી લીધા પછી તેના સંચાલક સાથે ફરીને બધી સંસ્થા ઝીણવટથી જોઈ. ત્રણચાર દિવસ તો તેમની બધી દિનચર્યાનું મેં સારી રીતે અવલોકન કર્યું. સંચાલકે મને પહેલેથી જ કહી દીધું હતું કે તમે બધું માત્ર જોયા જ કરો, અને પૂરેપૂરું નિરીક્ષણ કરી રહ્યા પછી તમારે જે કંઈ પૂછવુંગાછવું હોય તે પૂછજો.

અહીંના કામકાજનો બરાબર ખ્યાલ આવે એટલા માટે અહીંની દિનચર્યા આપું છું.

સંચાલકો સવારમાં ચાર વાગ્યે ઊઠે. શૌચ વગેરેથી પરવારીને તેઓ કોઈ ધાર્મિક યા પોતાના કાર્યમાં મદદ કરે એવા પુસ્તકનું

અધ્યયન કરે. પછી પાંચ વાગ્યે બાલિકાઓ ઊઠે. એકએક મોટી બાલિકાને તે સંભાળી શકે એટલી નાની બાલિકાઓ સોંપવામાં આવી હતી. એણે એમની સામાન્ય દેખરેખ અને સંભાળ રાખવાની હતી.

શૌચ, દાતણ વગેરેથી પરવારતાં સાડા પાંચ વાગે. સાડાપાંચથી છ કવાયત અને આસનો થાય. છ વાગ્યે બધાં ઉપાસના સારુ ભેગાં થાય. ભેગાં થવાનું ખુલ્લા મેદાનમાં હતું. ચારે બાજુ વૃક્ષરાજિ અને વચ્ચે ખુલ્લું ! વરસાદની અડચણ ન હોય તો ઉપાસના અહીં જ થતી. તે અડધો કલાક ચાલતી. અમુક શ્લોકો બોલાય, પછી ભજન ગવાય, અને ધૂન લેવાય, અને ત્યારબાદ સંચાલક કંઈક કહે યા ગીતા જેવા કોઇ પુસ્તકનું વાચન ને અધ્યયન ચાલે.

સાડા છથી સાડા સાત ગોશાળા, સફાઈ, પાણી ભરવું વગેરે કામો તથા નાસ્તો. ગોરસ એ આ આશ્રમનો મુખ્ય ઉદ્યોગ હોવાને કારણે બે જણ દીઠ એક ગાય હતી. નાસ્તામાં દૂધ અને બગીચાનાં ફળ રહેતાં. ફળ ન હોય તો રાતના વધેલા રોટલા દૂધ યા દહીં સાથે લેવાય. કોઇ કોઇ વાર રાબ પણ લેવાય.

સાડા સાતથી સાડા નવ ઉદ્યોગ. જેમને રસોઇ કરવાની હોય તેઓ પહેલાં નાહી લે ને પછી આઠથી દસ રસોઈ કરે બાકીનાં બીજાં બધાં સાડા નવ પછી નહાય. રસોઇ કરવા, વલોવવા અને દળવાના કામમાં જેઓ રોકાયેલાં હોય તેઓ સિવાયનાં બીજાં બધાં ખેતીના કામમાં રોકાય કોઇ ગાયો માટે ચાર લાવતું, કોઈ ઘાસ કાઢતું, કોઇ ગોડ પાડતું કે એવું કોઇ ને કોઇ કામ કરતું.

સાડા નવથી દસ સુધીમાં નહાવાધોવાને પરવારવાનું હતું. એ પછી દસથી સાડા અગિયાર ભણવાનું કામ રહેતું. આ વખતે મુખ્યત્વે ભાષા શિક્ષણ રહે છે : ભાષામાં ગૂજરાતી, રાષ્ટ્રભાષા અને સંસ્કૃતનો અભ્યાસ કરાવાય છે. વિજ્ઞાન અને સમાજવિદ્યા પણ ગૂજરાતી શિખવતે શિખવતે જ શિખવી દેવાય છે.

અભ્યાસ પછી ભોજન અને પછી આરામ રહે છે. દોઢ વાગ્યે ફરી કામ પર ચડવાનું હોય છે. વચ્ચેના સ્વાધીન સમયમાં જેને જે કરવું હોય તે કરવાની છૂટ; કોઇ વામકુક્ષિ કરે, તો કોઇ લખે, વાંચે, વાતો કરે, હરેફરે વગેરે વગેરે.

દોઢથી ત્રણ કાંતણપીંજણ વસ્ત્રની બાબતમાં દરેકે સ્વાવલંબી બનવાનું હોય છે. વળી આશ્રમમાં જોઇતાં પાથરણાં, આસનો, ચાદરો વગેરે બધું અહીં કંતાતા સૂતરમાંથી જ બનાવી લેવાનું રાખ્યું છે.

ત્રણથી ચાર અભ્યાસ. આ વખતે ગણિત, ચિત્રકામ તેમ જ વિજ્ઞાનને લગતા કોઇ પ્રયોગો કરવાના હોય તો તે. આશ્રમને અંગેનાં હિસાબકિતાબ પણ આ જ વખતે થાય છે. આને માટે કારકુનો રોકવામાં આવ્યા નથી. કામોની વહેંચણી સાથીઓમાં જ કરી લીધેલી હોય છે, તે મુજબ સૌ પોતપોતાનું કામ સંભાળી લે છે. મુખ્ય સંચાલકને માથે કોઈ એક જ કામની જવાબદારી હોતી નથી. તેઓ છૂટા જ હોય છે, ને બધાં કામોની દેખરેખ રાખે છે.

ચારથી છ ઉદ્યોગ: આ વખતે રસોઈ, ગોશાળા, સીવણ, અને ખેતીકામ વગેરે ઉદ્યોગો રહે છે. સાડા છએ જમવાનું હોય છે. વચ્ચેના અડધા કલાકમાં કોઈ નહાયધુએ તો કોઇ હરેફરે યા રમેકૂદે.

ભોજનમાં બપોરે દાળ, ભાત, રોટલા ને શાક, કે કઢી, ખીચડી, રોટલા ને શાક હોય છે. તથા રાત્રે રોટલા, દૂધ ને શાક હોય છે. અઠવાડિયામાં એકાદ વખત ઢેબરાં, હાંડવો, મૂઠિયાં વગેરેનો ફેરફાર રહે છે. મહિનામાં એકાદ વાર કે પછી વારતહેવારે મિષ્ટાન્ન કરાય છે

સાડા સાતથી આઠ ઉપાસના રહે છે. આ વખતે પણ સવારની જેમ જ કરવામાં આવે છે. આઠથી નવ સ્વાધીન સમય. જેને દસ વાગ્યા સુધી જાગવું હોય તેને તેમ કરવાની છૂટ રહે છે. સંચાલકો સપ્તાહમાં એકબે વખત આઠથી નવમાં આશ્રમને અંગે વિચારોની આપલે કરવા મળે છે. પછી રાતનો બાકીનો સમય ઊંઘ માટે રહે છે. જરૂર પડે તો આ દિનચર્યામાં ફેરફાર કરવામાં આવે છે.

આ ઉપરથી જોઇ શકાશે કે એક ખેડૂત યા મજૂરી કરનાર કુટુંબને જેટલો સમય કામ કરવાનું હોય છે, તેટલો સમય આ લોકો કામ કરે જ છે. ને તે પછી જે વખત મળે છે તેમાં ભણે છે કે વાંચેવિચારે છે. રોજના છથી સાડા છ કલાક મહેનતના છે, અને ભણતરના રોજના અઢી કલાક છે; તેમાં બંને વખતની ઉપાસના ઉમેરીએ તો સાડા ત્રણ કલાક છે.

અઠવાડિયે એક વખત રજા રહે છે. રજા એટલે કામની હેરફેર. તે દિવસે ભણવાનું તેમ જ ખેતીકામ વગેરે બંધ હોય છે. આવશ્યક ગૃહકાર્યો સિવાય બધું બંધ રહે છે. બજારની ખરીદી, બહાર ફરવા જવાનું, બીજાં કોઇ પરચુરણ કામો વગેરે આ દિવસે રહે છે લગભગ અરધાં આશ્રમવાસી આજુબાજુના કોઇ ને કોઇ ગામમાં સફાઇ કરવા જાય છે, અને આ રીતે ગ્રામજનતા સાથે સંપર્ક સાધે છે. આને પરિણામે આજુબાજુની ગ્રામજનતા આ આશ્રમને પોતાનો ગણે છે, ને ઘણી વાર તો અનાજ વગેરેની મદદ પણ તેને કરે છે, તેમ જ એ લોકો કાંતતા થવા મંડ્યા છે, તથા સફાઇ અને સુઘડતા રાખવા મંડ્યા છે; આ સંપર્કથી ગ્રામજનોમાં અણજાણપણે અને બહુ જ મંદ ગતિએ ફેરફારો થવા મંડ્યા છે.

આમ આખી સંસ્થા ઉપર ટપકે જોઇ લીધા પછી મારે તેના મુખ્ય સંચાલક સાથે ખૂબ વાતો થઈ, આ સંસ્થા જોઇને મને અનેક શંકાઓ ઊભી થઇ હતી, એટલે અમારે ઠીકઠીક પ્રમાણમાં ચર્ચા થઇ. એમાંની શક્ય તેટલી અહીં આપવા યત્ન કરું છું.

## ૪

# કેમ સૂઝયું ?

હું—તમને આવી સંસ્થા કાઢવાનું કેમ સૂઝયું ?

**મુ. સંચાલક**—આની પહેલાં મેં બીજી સંસ્થાઓમાં કામ કર્યું હતું. એ બધાંના અનુભવે મને આવી સંસ્થા કાઢવા પ્રેર્યો. આપણે

ખેતી પર જીવનાર લોકો છીએ. આપણે રાતદિવસ તનતોડ મહેનત કરવી રહી. મેં જ્યાંજ્યાં કામ કર્યું હતું ત્યાંત્યાં મને અનુભવ થયો હતો કે ત્યાંની રહેણીકરણી માણસને શરીરશ્રમનો ચોર બનાવે છે. જે સંસ્થાઓ શરીરશ્રમ પર ભાર મૂકે છે તે પણ વર્તન યા કાર્ય દ્વારા તો થોડે ઘણે અંશે હાડકાંની હરામીને પોષે છે. તેમનો મોટા ભાગનો શ્રમ શબ્દોમાં રહી જાય છે, કાર્યોમાં પરિણમતો નથી. બધાય અનુભવને અંતે મને લાગ્યું કે જ્યાં સખત મજૂરી કર્યા સિવાય આજીવિકા મેળવવી મુશ્કેલ છે, ત્યાં જ ભાવિપ્રજાને હાડકાંની હરામ બનાવવી એમાં કેળવણી નથી પણ એ પ્રજાનો સર્વનાશ છે. આપણી ભાવિપ્રજાને જેવી કરવી હોય તેવી કરવા માટે આપણે બાળકોને તે મુજબ રહેતાં ને વિચારતાં કરી દેવાં જોઇએ. જો શરીરની સખત મહેનત જ આપણી સામાન્ય પ્રજાના જીવનનો મુખ્ય ભાગ છે, તો તેમનાં બાળકોને પણ એ મહેતન કરવાનું સામર્થ્ય અવશ્ય મળવું જ જોઇએ. મહેનત એ એક અમૂલ્ય વારસો છે, ને કેળવણીને નામે જેઓ એ સર્વશ્રેષ્ઠ વારસાનો જાણ્યેઅજાણ્યે પણ દ્રોહ કરે છે તે ભાવિપ્રજાના અક્ષમ્ય ગુનેગારો છે.

તમે અમારી દિનચર્યા પરથી જોશો કે અમે અહીં રોજના ૭ થી સાત કલાકની મહેનત કરીએ છીએ. એ મહેનત અમે કકડેકકડે વહેંચી નાંખી હોવાથી સરળતાથી થઇ શકે છે.

વળી આજે અન્ય સંસ્થાઓમાં ભણતરને નામે જે કંઈ કરાય છે એમાંનો મોટો ભાગ તો નિરર્થક છે. એ બધો બોજો બાળકો પર લાદવાની કશી જરૂર નથી. પણ ભણાવનારે પોતાની આખી જીંદગીમાં એ નકામા બોજાનાં પોટલાં જ ઊંચકયા કરેલાં હોવાથી તેની પાસે એ પોટલાંનો ભાર આપવા સિવાય બીજું કંઈ આપવાનું હોતું નથી. તેને બીજું કંઈ આપવાની ગમ જ પડતી નથી

વળી શરીરશ્રમને મહત્વ આપતી આપણી જે કોઇ રડીખડી સંસ્થાઓ છે તેમાં પણ ખર્ચ એટલો બધો હોય છે કે ગરીબ લોક

તેનો લાભ લઈ શકતા નથી. એમની પાસે તો શરીરની તાકાત સિવાય બીજી ઐહિક મૂડી ભાગ્યે જ હોય છે. તેથી તેમની પાસેથી દ્રવ્યની આશા ન રાખતાં તેમની શરીરની તાકાતનો ઉપયોગ કરવો રહ્યો. ઉત્પાદક ઉદ્યોગોમાં શરીરને છછ કલાક રોકતે રોકતે જે અવકાશ મળે તેમાં સંસ્કારની ને જ્ઞાનની કેળવણી આપવી જોઈએ.

આ બધા વિચારોએ મને પ્રથમ તો ખૂબ અકળાવીને મૂંઝવી દીધો. પણ આ મંથનને પરિણામે મને મારો માર્ગ સ્પષ્ટ થયો. વળી સદ્‌ભાગ્યે આવે–મંથનકાળને–સમયે વર્ધાયોજના વાતાવરણમાં ગુંજી રહી. તેમ જ બુકર ટી વોશિંગ્ટનની ટસ્કેજી સંસ્થા સંબંધે પણ મારા વાંચવામાં આવ્યું. આ બધા પરથી મેં મારો માર્ગ નક્કી કરી લીધો.

**હું**—રોજના છછ કલાક મજૂરી કરવાની ને બે અઢી કલાક ભણવાનું એ વિપરીત વાત આપણા શિક્ષણશાસ્ત્રીઓને ગળે ન ઊતરે એ તો જાણે કે સમજી શકાય એમ છે, પણ લોકોય શી રીતે કબૂલ કરે ? તેઓ તો કહે કે વૈતરાં કૂટવાનું તો અમારે ઘેરેય છે. અમે તો ભણવા મૂકીએ છીએ.

**મુ. સં.**—તમારી વાત બરાબર છે. કોઈ પણ નવી વસ્તુ–ચાલતા આવતા માર્ગથી જુદે માર્ગે જનારી કોઈ પણ નવી વાત–જ્યારેજ્યારે રજુ થાય, ત્યારેત્યારે રૂઢિચુસ્તોનો વિરોધ તો જાગવાનો જ, અને જગત તો રૂઢિચુસ્તોનું જ છે. પણ જ્યારે પ્રયોગ દ્વારા તેમને ખાતરી કરી અપાય કે જે માર્ગ રજુ કરવામાં આવે છે તે બરાબર છે ત્યારે તેઓ તેને સ્વીકારે. આપણા શિક્ષણશાસ્ત્રીઓનું પણ એવું છે. અને માબાપો ? એમાંથી મોટા ભાગને તો આ બાબતની કંઈ ગતાગમ નથી. નિશાળે મોકલવાનો રિવાજ પડી ગયો છે એટલે તેઓ છોકરાંને નિશાળે મોકલે છે. મજૂરી કરવામાં નાનમ છે એમ તેમને આપણ જેવાં ભણેલાંએ શિખવ્યું છે. પણ મહેનતમાં જ

સાચી પ્રતિષ્ઠા છે એ હવે ભણેલાંએ જ તેમને શિખવવું રહ્યું હાલના શિક્ષણથી માબાપોને સંતોષ નથી એટલું જ નહિ પણ ખૂબ અસંતોષ છે જ. તેમને સાચું શિક્ષણ પ્રયોગ દ્વારા પ્રત્યક્ષ બતાવી આપવામાં આવે તો તે તરત સમજી જાય એની મને ખાતરી છે.

એટલે પ્રયોગ કરવાની જરૂર છે. અને પ્રયોગદશામાં કામ બહુ જ નાનું હોય, જેમ વૃક્ષનું બીજ હોય છે તેમ. પણ બીજને નાનું ગણીને કોઈ નિરાશ થાય તો તે તેની ટૂંકી દૃષ્ટિ જ ગણાવી જોઈએ.

હું—વારુ. ત્યારે શું તમારું એમ માનવું છે કે હું જેવી સંસ્થામાં કામ કરું છું તેવી સંસ્થાઓને સ્થાન નથી ?

**મુ. સં.**—ના, એમ નથી. તમે જેવી સંસ્થામાં હાલ કામ કરો છો તેવી સંસ્થામાં મેં પણ એક વખત કામ કર્યું છે. એવી સંસ્થાઓમાં મારી કલ્પનાનો મૌલિક અખતરો કરવાની તાકાત ને હિંમત હોતાં નથી. તેથી તેઓ મધ્યમ માર્ગ લે છે. એકાદુ લોકોએ બીજાને ખભે ચડી બેસવા માટે યોજેલો ભણતરનો બોજો તેમને છોડવો નથી, તેમ જ મજૂરી કરનારની મજૂરીને પણ કંઈક સ્થાન આપવાનો તેમનો ઈરાદો હોય છે. તેથી તેઓ रामाय नमः ને रावणाय नमः એમ બંનેને નમવા મથે છે. આવી સંસ્થાઓમાં ગૃહકાર્ય અને ઉદ્યોગો પાછળ જેટલો વખત અપાય છે, તેટલો અથવા તેથી કંઈક અંશે વધારે વખત ભણતર પાછળ અપાય છે. તેઓ ભણતરને કેળવણીનું મુખ્ય સાધન ગણે છે, જ્યારે કામને ઘણું જ ગૌણ મહત્ત્વ આપે છે. આવી સંસ્થાઓની જીભે ઉદ્યોગ હોય છે, ને હૃદયે ભણતર હોય છે.

કારણોમાં આપણે નહિ ઊતરીએ, પણ તમે જે સંસ્થામાં કામ કરો છો તે સંસ્થા આવા પ્રકારની છે. એમાં કામ કરનારાં જીભે ગમે તે કહે, પણ મોટા ભાગમાંના દિમાગમાંથી ભણતર ખસતું નથી. એમને એમાં કેળવણી દેખાય છે, તેટલી ગૃહકાર્યો ને ઉદ્યોગમાં દેખાતી નથી.

આવી સંસ્થાઓ મજૂરી કરનાર વર્ગનું કશું ધોળી શકે નહિ, પણ એક વર્ગ એવો છે જે આવી સંસ્થાઓ પસંદ કરે છે, તેમને માટે 'ન મામા કરતાં કહેણો મામો સારો' એ ન્યાયે આવી સંસ્થા બીજી સાવ નકામી સંસ્થાઓ કરતાં અનેક ગણી સારી. આ રીતે જોતાં આવી સંસ્થાઓને સ્થાન છે.

હું—ત્યારે તમે આવી સંસ્થામાંથી કેમ નીકળી ગયા ?

**મુ. સં.**—સ્થાન છે, એનો અર્થ એવો નહિ કે એથી આપણે ઇચ્છીએ છીએ તે સધાવાનું છે. તમે અહીં જે કામ જોયું તેવું કામ ઉપાડવાની જેનામાં તાકાત અને ધગશ હોય તેમણે તો આવા પ્રયોગો જ કરવા જોઇએ. જેઓ પ્રયોગવીર થઇ શકે એમ હોય તેમણે આવી સંસ્થાઓ છોડવી જ રહી, અને સ્વતંત્ર પ્રયોગો કરવા રહ્યા. આ સબબથી હું છૂટો થયો.

હું—જે સંસ્થામાં તમે હતા તે સંસ્થાને એટલી ખોટ ન પડી ?

**મુ. સં.**—ના, એ સંસ્થામાં જે ઢબનું જેટલું ને જેવું કામ થાય છે તે ઢબનું, તેટલું ને તેવું કામ કરનાર વ્યક્તિઓ ઘણી મળી આવે એમ છે એટલે મારે બદલે તેને બીજી વ્યક્તિઓ મળી રહેવાની હતી. વળી બીજી પણ એક વાત છે. મારાં ધ્યેય અને વિચારસરણી સંસ્થાને બંધ બેસતાં ન હોવાથી મારાથી સંસ્થાને જોઇએ તેટલો લાભ નહોતો થતો. એક રીતે સંસ્થા મારો સોએ સો ટકા ઉપયોગ કરી શકતી નહોતી, અને હું સંસ્થાને સોએ સો ટકા ઉપયોગી થઇ શકતો નહોતો. હું આજે કહી શકું છું કે સંસ્થામાંથી મારા નીકળી જવાથી તેને કશું નુકસાન થયું નથી, બલ્કે મેં જે પ્રયોગ અહીં કર્યો છે તેથી તેને બળ ને પ્રેરણા કંઇક અંશે મળ્યાં છે. મારા નીકળી જવાથી આડકતરી રીતે સંસ્થાની આ સેવા થઇ ગણાય. મેં જ્યારે સંસ્થામાંથી છૂટા થવાની વાત મૂકી ત્યારે મારા સાથીઓએ અને સંચાલકોએ તમારી જેમ જ દલીલ કરી હતી. પણ

 ૨૨૮૬૮

તેમની કોઈ દલીલની મને અસર થઈ નહોતી, ત્યારે આખરે તેઓએ મને છૂટા થવાની સંમતિ આપી હતી. મેં તો તેમને એક જ વાત કહ્યા કરી હતી—"મને તમે પ્રયોગ કરવા જવા દો, એમાં જ હું આ સંસ્થાની પણ સાચી સેવા કરી શકીશ. આ સંસ્થાને માટે યોગ્ય માણસો જરૂર મળી રહેશે, પણ મારી કલ્પનાનો પ્રયોગ કરવા કોઈક જ તૈયાર થશે. તે ખાતર પણ તમારે મને રાજીખુશીથી આશીર્વાદ આપી જવા દેવો જોઈએ." આખરે તેમણે મને છૂટો કર્યો. મારું એ પગલું સંસ્થાના સાચા હિતનું હતું એ હવે આજે બધાંને સમજાયું છે.

હું—તમારી વાત ઠીકઠીક સમજાઈ. તમે તમારી સંસ્થામાંથી છૂટા થયા પછી આની શરૂઆત કેવી રીતે કરી? કોઈ મંડળ ઊભું કરીને કામ શરૂ કર્યું?

## ૫

## કેવી રીતે?

**મુ. સં.**—ના.

હું—એમ કેમ? કોઈ પણ કામ કરવા માટે આજે તો મંડળો ને કમિટીઓ નિમાય છે. એ વિના કામ થઈ શકતું નથી. સંસ્થાને સારી લાગવગ ધરાવતા મંડળનો ટેકો ન હોય તો તેની પ્રતિષ્ઠા જામે નહિ અને નાણાં પણ મળે નહિ. કોઈ પણ સંસ્થાને નાણાંની જરૂર પડે જ.

**મુ. સં.**—મંડળ યા કમિટી દ્વારા કામ કરવાની વાતનો મને ઘણો અનુભવ થઈ ચૂક્યો છે. આપણે મંડળ ઊભું કરીએ છીએ આપણા કામમાં વધારે સરળતા ને સગવડ મેળવવા ખાતર. પણ એ જ મંડળ જતે દિવસે આપણી ઉપર ચડી બેસે છે ને કામમાં અનેક અડચણો નાંખે છે. મંડળ યા કમિટી દ્વારા આવો પ્રયોગ

કરવાનું લગભગ અસંભવિત છે એવી મારી અનુભવજન્ય માન્યતા બંધાઇ છે. એ સંસ્થા પ્રયોગ નથી કરી શકતી, કારણકે તેને અનેક ધણી હોય છે, અને તેણે દરેક ધણીને સંતોષવો રહ્યો.

નાણાંની સરળતા મંડળને લીધે કંઇક થાય ખરી. પણ એ નાણાંની સરળતા કરી દે, તેમાંથી જ બધા ઉત્પાત મચે છે. નાણાંની ખાતર બીજાંના વિચારોને પણ કંઇક માન આપવું પડે છે ને તે કારણે પ્રયોગ સંતોષકારક રીતે થઇ શકતો નથી.

હું—ત્યારે નાણાં માટે શું કરવું ? આજે તો અમારી સંસ્થા જેવી સંસ્થાને પણ હજારો રૂપિયા જોઇએ છે.

**મુ. સં.**—તમારી વાત સમજી શકું છું. નાણાંનો પ્રશ્ન એ ઘણો વિકટ પ્રશ્ન છે. ગૂજરાત વિદ્યાપીઠ, દક્ષિણામૂર્તિ અને શાન્તિનીકેતન જેવી સંસ્થાઓને પણ નાણાં જ નાણાં જોઇએ. આવી સંસ્થાઓ પ્રત્યે ધનિકોનું આકર્ષણ હોય યા તેની અમુક વ્યક્તિ પ્રત્યે તેમને માન હોય ત્યાં સુધી તેઓ તેમને નાણાં આપે છે; પણ ત્યાર પછી તેમની દશા બૂરી થાય છે. તમારી સંસ્થામાં જે વ્યક્તિ નાણાં લાવી શકતી હશે તેની મરજીને આધીન તમારે બધાંએ જાણ્યે અજાણ્યે પણ રહેવાનું થતું હશે. અત્યારે નહિ થતું હોય તો હવે પછી થવું પડશે. આ દશામાં તમારે જે પ્રયોગ કરવો હશે તેમાં મોળાશ લાવવી પડશે, કે ફેરફાર કરવા પડશે.

વળી નાણાં જોઇતાં હશે તો લોકોમાં સંસ્થા સારી દેખાય ને તેની વાહવાહ બોલાય એવાં ગોઠવણ ને પ્રચાર તમારે કરવાં પડશે, સંખ્યા વધારવી પડશે, નાણાં આપનારાંઓની માગને કંઇક અંશે પહોંચી વળવું પડશે. અને તેથી નક્કર કામને બદલે દેખાવનાં કામ પણ કરવાં પડશે, અભ્યાસક્રમમાં પણ કંઇક ફેરફારો કરવા પડશે. આમ ધીરેધીરે પડતી થશે. ને એક વખત પડતી શરૂ થઇ એટલે એ વિનિપાત કેટલે જઇને અટકશે તે કહી શકાય નહિ.

વળી જો તમને નાણું લાવી દેનાર કોઇ વ્યક્તિ નહિ હોય. યા તમે ઉપર મુજબ ફેરફારો કરીને સંસ્થાના ખમીરને પાતળું નહિ બનાવો તો તમને નાણું નહિ મળે, ને નાણાંને અભાવે તમારે સંસ્થા બંધ કરવી પડશે.

હું—ત્યારે કરવું શું ?

**મુ. સં.**—એ જ પ્રશ્ન છે ને ? આ વિકટ પ્રશ્નનો ઉકેલ કરવા, અને દેશની મજૂરી કરનારી પ્રજાને યોગ્ય કેળવણી આપવા માટે ભારતના આર્ષદૃષ્ટિ મહાત્માજીને વર્ધાયોજનાનું દર્શન થયું.

મારી તો દૃઢ માન્યતા છે કે આ દેશમાં કેળવણીની જે કોઇ સંસ્થાને પ્રતિ વરસે મબલક નાણાંની જરૂર પડે તે સંસ્થા દેશની આમજનતાની કેળવણીનો ઉકેલ કરી શકવાની નથી.

એટલે મેં મંડળ જેવું કંઈ પણ ઊભું કર્યું જ નથી. મને યોગ્ય લાગે તેમની હું સલાહ લઉં છું, તેમને અહીં આવીને થોડાક દિવસ રહી જવા આમંત્રું છું, તેઓ અહીંનું કામ જોયા પછી જે કાંઇ સૂચનાઓ કરે તે પર મારા સાથીઓ સાથે પૂરતો વિચાર કરું છું, ને તેમાંથી યોગ્ય લાગે તેનો અમલ કરું છું.

હું—ઠીક, પછી તમે શું કર્યું ?

**આચાર્ય**—અનુભવે મને શિખવ્યું હતું કે મારી પહેલી સંસ્થામાં અમે જે કંઈ કર્યું હતું તેથી આપણી જનતાના પ્રશ્નનો ઉકેલ થઇ શકે એમ નહોતું. ભણતરનું ગુમાન અમારી પાસે એટલું બધું હતું કે તેથી અમે અમારા લોકોથી અલગ પડી જઈ એક નવો વાડો રચી બેઠા હતા, યા નવો વાડો આપોઆપ રચાઇ જતો હતો. તેથી સૌથી પહેલું તો અમે એ નક્કી કર્યું કે જ્ઞાનગુમાનની ગાંઠડી અમારે સૌથી પહેલી અમારે માથેથી ઉતારી નાંખવી, અને એક શ્રમજીવી પરિવાર હાથપગની મહેનત કરીને જીવે છે તેમ જીવતાં થઇ જવાનો અમારે યત્ન કરવો.

આમ કરવા માટે આ જગાએ અમે પ્રથમ ત્રણ જણ આવ્યાં, અને પંદરેક વીઘાં જમીન મેળવી તે પર રહીને કામ કરવા માંડ્યું. અમે નક્કી કર્યું હતું કે ઓછામાં ઓછું એક વરસ તો અમારે આ તાલીમ લેવી જ. જે દિનચર્યા તમે જોઈ છે, તેના જેવી દિનચર્યા મુજબ જીવવાનું અમે શરૂ કરી દીધું.

અમે અમારી મહેનતથી શાકભાજી, દૂધ, કપાસ, સૂતર ને ફૂલફળાદિ મેળવી લેવાનું રાખ્યું. અને એ રીતે જે ન મેળવી શકાય તે વિના ચલાવી લેવાનું પણ રાખ્યું. અમે બધી બાબતોમાં શક્ય તેટલું સ્વાવલંબી બનવાનો નિશ્ચય કરી લીધો હતો.

**હું**—બીજાં જે બે જણ આવ્યાં તે પણ આ મુજબ જીવવા તૈયાર હતાં ?

**મુ. સં.**—જરૂર. મારા આ અખતરામાં તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો; મારી ઉપર પણ તેમને શ્રદ્ધા હતી, અને તેથી જ તેઓ મારી સાથે જોડાયાં હતાં. આમ હોવાથી કામ સારી રીતે શરૂ થઈ શક્યું.

**હું**—તમે શરૂઆતમાં વિદ્યાર્થિનીઓ ન લીધી ?

**મુ. સં**—ના.

**હું**—શાથી ?

**મુ. સં**—મારા અનુભવે મને ખાત્રી કરી આપી હતી કે પ્રથમ તો અમારે પોતેજ વિદ્યાર્થી બનવાની જરૂર હતી. જે કામ આ સંસ્થામાં કરવાની અમારી ઉમેદ હતી તે કરવાની લાયકાત મેળવવા માટે અમારે જાતે જ વિદ્યાર્થી બનીને અમારી જાતને ઘડવાની હતી. તેથી અમે નક્કી કર્યું હતું કે આ આશ્રમશાળા અમારે અમારાથી જ શરૂ કરવી. અને બરાબર એક વરસના ઘડતર પછી એમ લાગે કે હવે અમારામાં કામ કરવાની લાયકાત આવી ગઈ છે તો પછી બીજે વરસે વિદ્યાર્થિનીઓ લેવી.

**હું**—તમે બધાંએ કયાં કયાં કામ શીખી લીધાં ?

**મુ. સં.**—અમે ગૃહકાર્યો—રાંધવું, દળવું, ખાંડવું, પાણી ભરવું, સફાઈ કરવી, અનાજ સાફ કરવું ને સંઘરવું વગેરે શીખી લીધાં. વળી ઉદ્યોગમાં શાકભાજી ને ફળવૃક્ષનો ઉછેર, ગોરસવિદ્યા તેમ જ ગોપાલન, કાંતણપીંજણ, સીવણ, તેમ જ ઘરને અંગે જરૂરી એવાં બીજાં કેટલાંક પરચુરણ કામો જેવાં કે કલાઇ કરવી, સાબુ બનાવવો, નાનાંનાનાં સમારકામો વગેરે શીખી લીધું. ઉપરનાં કામો કરવામાંથી અમે આરોગ્યજ્ઞાન, શરીરશાસ્ત્ર, ગૃહવિજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર ખગોળશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, ઘરગથ્થુ વૈદક વગેરે સંબંધે જરૂરી જ્ઞાન પણ મેળવી લીધું.

**હું**—દરેક જણે આ બધાં કામો શીખી લેવાની શી જરૂર? એકએક જણે અમુક કામો વહેંચી લઈ તેમાં કુશળ થવાનું કેમ ન રાખ્યું?

**મુ. સં.**—આવી સંસ્થામાં દરેક કામ દરેકને આવડવાની ખાસ જરૂર છે. કામોનું વાતાવરણ યથેચ્છ જમાવવું હોય, અને કોઇ ગેરહાજર હોય ત્યારે પણ કામ બરાબર ચાલે એમ કરવું હોય તો દરેક જણને આ દરેક કામ આવડવું જોઇએ.

**હું**—વારુ. તમને પ્રારંભિક ખર્ચ તો થયો હશે, તેમ જ આખું વરસ કાઢવામાં પણ નાણાંની જરૂર પડી હશે. એને માટે તમે શું કર્યું?

**મુ. સં.**—અમારે જે કામ કરવું હતું તેની સામાન્ય રૂપરેખા મિત્રોને મોકલી હતી અને જમીન વગેરેની સગવડ જ્યાં મળી જાય ત્યાં કામ શરૂ કરવાનું જણાવ્યું હતું. શરૂઆતમાં જરૂરી મકાનો તથા પંદર વીઘાં જમીન એક મિત્રે વાપરવા આપ્યાં. તેમની કીંમત પણ નક્કી કરવામાં આવી. અમારી પાસે નાણાં આવે ત્યારે એ કીંમત આપવાની હતી, અને ત્યાં સુધી બધું એમ ને એમ વાપરવાનું હતું.

આ રીતે જમીન, મકાન અને કૂવાની બાબતનો ઉકેલ આવી ગયો. ખેતી માટે હળલાકડાં, બળદ, ગાયો, અને બીજાં સાધનો

વસાવવા માટે પાંચસોસાતસો રૂપિયાની જરૂર હતી તે પણ મિત્રો પાસેથી મળી ગયા

મારું પોતાનું ઘર તો ચાલતું જ હતું, એટલે તેનાં વાસણકુસણ ને સાધનો વગેરે કામમાં આવ્યાં.

**હું**—વારુ, આ તો કાયમી ખરચની ગોઠવણ થઇ. પણ ચાલુ ખરચ માટે શું કર્યું ?

**મુ. સં.**—અમારી આખી યોજના જ એવી હતી કે જેમાં નાણાંની ઓછામાં ઓછી જરૂર પડે. એમ ન હોય, ને નાણાંની ઘણી જરૂર પડે તો તેવી કેળવણી આપણા દેશને પોષાય જ નહિ ને ? જેમણે 'યેન કેન પ્રકારેણ' પૈસો ભેગો કર્યો છે તેમને ઉંબરે નાણાંની ભીખ માગીને હરાયા કૂતરા જેવી સ્થિતિ ન કરવી હોય તો ઉત્પાદક શ્રમમાંથી શક્ય તેટલો ખરચ મેળવી લેવાનો યત્ન કરવો જ રહ્યો અને આ રીતે જ આપણી કેળવણીના કોયડાનો સાચો ઉકેલ આવવાનો છે, એમાં મને આટલા અનુભવ પછી રજ પણ શંકા રહી નથી.

વળી જેમને માથે પરિવારની કે બીજાના નિર્વાહની જવાબદારી હોય એવો તો હું એકલો જ હતો. જે બે બહેનો મારી સાથે જોડાઇ હતી તેમને તે સવાલ હતો જ નહિ. હું મારો ખરચ મેળવી લઉં એમ હતું, એટલે સવાલ રહ્યો પેલી બે બહેનોનો. એમને માટે મહિને દહાડે જણ દીઠ ચાર પાંચ રૂપિયા જોઇએ. એટલે બે માટે બાર માસ સારુ સો સવાસો રૂપિયાની જરૂર હતી તે તો મળી જ ગયા હતા. વળી અમે બધાં સશક્ત અને મહેનત કરવાની ઇચ્છાવાળાં હતાં. તેથી અમે બાર મહિને જોયું કે અમને ઘણાં જ થોડાં નાણાંની મદદની જરૂર પડી હતી. અમારા ચાલુ ખરચનો મોટો ભાગ અમે અમારી મહેનતમાંથી કમાઇ લીધો હતો.

**હું**—બાર માસમાં તમે તૈયાર થઇ ગયાં ?

**મુ. સં.**—હા. એ અઘરું તો હતું. પણ અમને તો અખતરાની ધૂન લાગી હતી, ને તેથી અમે સંકલ્પ કર્યો હતો. મનની દઢતાથી

શું ન થઇ શકે? વળી અમે જ્યાં કામ કર્યું હતું, ત્યાંનો પણ કામ બાબતનો થોડો ઘણો અનુભવ અને મહાવરો તો હતો જ. એટલે અમે એક વરસમાં ઠીકઠીક તૈયાર થઈ ગયાં.

૬

# શરૂઆત

હું—ઠીક. વરસ પછી તમે કન્યાશ્રમની શરૂઆત કરી?

મુ. સં.—હા. અમારી વિદ્યાર્થીઅવસ્થા પૂરી થઇ એટલે અમે શિક્ષકનું કામ કરવા તૈયાર થઇ ગયાં. મારી સાથે જે બે બહેનો હતી તેમની ઉપર બીજા કોઇના નિર્વાહની જવાબદારી નહોતી. એટલે ખાતાંપીતાં મહિને દસપંદર રૂપિયા લઇને તેઓ રહી શકે એમ હતી. મારી ઉપર મારા કુટુમ્બના ભરણપોષણનો આધાર હતો. પણ મારા પરિવાર માટે જરૂરી ખર્ચ હું મેળવી શકું એમ હતું. વળી મારી પત્ની પણ અમારી જેમ કામ કરી શકતી હતી. તે પણ અમારી સાથે કામમાં જોડાવા તૈયાર થઈ ગઈ. એટલે અમે ચાર જાણુ કામ કરનાર હતાં.

હું—તમે કેટલી વિદ્યાર્થિનીઓ લીધી?

મુ. સં.—અમે પહેલે વરસે માત્ર દસ જ વિદ્યાર્થિનીઓ લીધી, અને તે પણ અમે પસંદ કરીએ તેવી જ.

હું—તમારી પસંદગીની વિદ્યાર્થિનીઓ મળી રહી ખરી?

મુ. સં.—જરૂર.

હું—નવાઇની વાત!

મુ. સં.—એમાં નવાઇ પામવા જેવું કંઇ નથી. એ ખરું કે આજે તો સમાજને કામ કરવાને બદલે હાથપગ જોડીને બેસી રહેવામાં સંસ્કારિતા, મોટાઈ વગેરે આવી ગયેલાં જણાય છે, ને તેથી જેમ તરસ્યું મૃગ ઝાંઝવાં પાછળ દોડી મરે છે તેમ સમાજ બેડાકુ

અને નિર્વીર્ય કેળવણી પાછળ દોડી મરે છે. અને છતાં કમનસીબની વાત છે કે આ ઝાંઝવાંનાં નીરની પાછળ દોડી મરવામાં વિનાશ છે, એનું ભાન પણ સમાજને નથી. અને તેથી આવી સંસ્થામાં પોતાનાં બાળકોને મૂકવા કોઈક જ ઈચ્છે.

પણ અમારા કામ સંબંધે અમારા પરિચિતોમાં ઠીકઠીક ખ્યાલ હતો. અમે શું કરવા ને તે કેવી રીતે કરવા માગીએ છીએ તે સંબંધે સંપૂર્ણ ખ્યાલ આપતી એક નાનકડી પુસ્તિકા અમારા મિત્રમંડળમાં વહેંચી હતી. અને તેથી તેઓ અમારા કામનું રસપૂર્વક નિરીક્ષણ કર્યા કરતા હતા.

આમ હોવાથી જ્યારે અમે વિદ્યાર્થિનીઓ લેવાનું નક્કી કર્યું ત્યારે અમને તે અમારા ઉપરોક્ત મંડળમાંથી જ મળી રહી.

**હું**—કેવી કન્યાઓ તમે લીધી?

**મુ. સં.**—પસંદગી માટે નીચે મુજબ નિયમો રાખ્યા હતા.

૧. ઉંમર— ૧૨ વરસ.

૨. શરીર— મજબૂત, રોજના છસાત કલાકનો શ્રમ સહન કરે તેવું, ને નીરોગી.

૩. કામ— એને ઘેર તે ઘરનાં બધાં કામકાજ-દળવું, ખાંડવું, પાણી ભરવું, રાંધવું, વાળવુંઝૂડવું, નહાવુંધોવું વગેરે કામકાજ કરતી હોય.

૪. રુચિ—મહેનતનાં કામોનો તેને કંટાળો ન હોય, ને સાદા ખોરાકથી સંતોષ થાય.

૫. ભણતર— ઓછામાં ઓછી ગૂજરાતી ચાર ચોપડી પૂરી કરી હોય.

૬. મુદત— અમારે ત્યાંની ચાર વરસની તાલીમ પૂરી કર્યા પછી સંસ્થાને પોતાની સેવા ઓછામાં ઓછાં બે વરસ આપી વિશિષ્ટ તાલીમ લેવાનું સ્વીકારવું જોઈએ.

૭. લગ્નસંબંધ— પરણેલી ન જ હોય, તેમ જ અમારી તાલીમ પૂરી થતાં સુધી તે પરણે નહિ.

૮. તેના ઘરમાં શરીરશ્રમનું વાતાવરણ હોય.

ઉમેદવારી— ઉપરની શરતો પૂરી કરી શકે એમ હોય તે પાલક પોતાની કન્યાને અમારા આશ્રમમાં દાખલ કરાવવા માટે અમારી સાથે પત્રવ્યવહાર શરૂ કરે. એ પરથી અમને લાગે કે તેને બોલાવવી જોઈએ તો બોલાવીએ. તેને રૂબરૂમાં તપાસી જોયા બાદ યોગ્ય લાગે તો બે માસની ઉમેદવારી પર લઈએ. એ બે માસના અનુભવ પરથી એને અંતેવાસી બનાવવા જેવી લાગે તો તે અંતેવાસી બને, નહિ તો તેને પાછાં જવું પડે.

હું—તમે આટલી બધી કડકાઈ રાખો તેથી તો પાલકોને અગવડ પડે, ને આવી સંસ્થાનો લાભ ઘણી જ થોડી બાલાઓ લઈ શકે.

મુ. સં.—વાત બરાબર છે. પણ અધિકાર તો જોવો જોઈએ ને? અધિકાર વિનાની મળેલી વસ્તુ લાભને બદલે હાનિ પણ કરી બેસે. એટલે અધિકાર છે કે કેમ એ તો સૌથી પહેલું જોવું જોઈએ. पात्रे दानम् ।

વળી નવી જ બાબતનો અખતરો કરવાનો હોય ત્યારે એ અખતરા માટે સુયોગ્યની જ પસંદગી થવી જોઈએ. એવી વ્યક્તિઓ દ્વારા પાયો બરાબર નંખાઈ જાય અને એક જાતની પાકી પરંપરા રચાઈ જાય એમ કરવું એ કોઈ પણ સંસ્થા માટે અતિ આવશ્યક છે. એમાં જેટલી કચાશ રહે તેટલી તે સંસ્થા નબળી પડે.

મેં જે સંસ્થામાં કામ કર્યું હતું ત્યાંનો મને અનુભવ હતો કે ગમે તે કન્યાને લેવાથી કામ બરાબર થઈ શકતું નહોતું. સંસ્થાનાં ધ્યેયો અને તેમને પહોંચવા માટેની સંસ્થા જે રીતો લે તે સાથે બંધ બેસી શકે નહિ તેવી બાલાઓને લેવાથી સંસ્થાનું કામ બગડતું, ને એવી બાલાઓને લીધે બીજી બાલાઓને ઘણી હાનિ પહોંચતી.

વળી આવા આશ્રમની કલ્પનાના મૂળમાં જ સંખ્યાના કરતાં ગુણ પર જ દૃષ્ટિ હોય છે. આવી રીતે તૈયાર થયેલી કન્યાઓ દ્વારા જ આપણે બુદ્ધિપૂર્વકની ઉત્પાદક મહેનતનો અને તે દ્વારા સંસ્કારિતાનો પ્રચાર કરી શકીએ.

આપણે સમાજનાં મૂલ્યાંકનો બદલવાં હોય ને તેને આવા સદ્ધર પાયા પર મૂકવો હોય તો કોઈને પણ અંતેવાસી બનાવતા પહેલાં શક્ય તેટલી બધી ચોકસાઈ કરી લેવી રહી.

સંખ્યાને લોભે અનધિકારી પાછળ અઢળક શ્રમ અને નાણું આજે તો વેડફાય છે.

હું—પણ જનતાની કેળવણીનું શું?

**મુ. સં.**—આવા આશ્રમો 'પાવર હાઉસ' જેવા છે. એમાં જે વિદ્યુત બળ ઉત્પન્ન થાય તેનાથી સર્વત્ર રોશની ફેલાય. આ રીતે ઘડાયેલી બાળાઓ દ્વારા આમજનતાને કેળવણી મળવાની. આ જ આશ્રમમાં દેશની બધી બાળાઓને ભેગી કરીને તાલીમ આપવી જ જોઈએ એમ ન જ હોઈ શકે.

અહીં તાલીમ લીધેલી બાળાઓ બીજી બાળાઓને તાલીમ આપવાનું શરૂ કરે, ને એ રીતે આ તાલીમનો ફેલાવો થાય. એટલે આવા આશ્રમો તો પાવર હાઉસની ગરજ સારે. ને તેથી તેમાં તો ખાસ અધિકારીને જ તાલીમ આપવાની હોય.

હું—તમારી કસોટીમાંથી પસાર થઈ શકે તેવી દસ કન્યાઓ તમને મળી રહી ખરી?

**મુ. સં.**—હા. અને તેમનાં પાલક પણ તાલીમ પૂરી થતા સુધી તેમને અમારી સાથે રાખવા સંમત થયાં.

હું—તમે પાલકો પાસેથી ખરચ પેટે કંઈ લેવાનું રાખ્યું હતું ખરું?

**મુ. સં.**—હા. પણ એને માટે કોઈ ચોક્કસ ધોરણ નહોતું રાખ્યું; હજી પણ નથી રાખ્યું પાલકની જેવી આર્થિક સ્થિતિ. કોઈની સારી સ્થિતિ હોય તો તે વરસ દહાડે સારી રકમ પણ આપે. સામાન્ય

સ્થિતિવાળા પચાસ–પોણોસો આપે. ને જેની સ્થિતિ ના હોય તે પાંચ–પચ્ચીસ આપે કે કંઈ ન આપે.

હું—ક્યા પાલકની કેવી સ્થિતિ છે તે શી રીતે માલૂમ પડે? ઘણી વાર એવું બને છે કે તવંગર લોકો ગરીબ હોવાનું જણાવી છટકી જાય છે.

**મુ. સં.**—વાત સાચી છે. પણ અમારી સાથે અપ્રામાણિક થઇ શકાય એવું જ નથી. અહીં તો ઉપર ટપકે જોનારને આખો દિવસ વૈતરું કૂટવાનું દેખાય, ને જેને શિક્ષણ કહેવામાં આવે છે તેનું તો મોટું મીંડું જ જણાય. એટલે બહારના ભપકાથી અંજાઈને પોતાનાં બાળકોને મૂકવા માટે જે લોકો તૈયાર થઇ જાય એવા હોય છે તે તો આવી સંસ્થા તરફ નજર સરખી પણ કરે નહિ. જેમની સાથે અમારે અંગત સંબંધ હોય, ને જેઓ અમારા આદર્શને સ્વીકારતા હોય તેઓ જ પોતાની બાલાને અમારે ત્યાં મૂકવા લલચાય. એટલે જે પાલકો પોતાની કન્યાઓને અહીં મૂકે છે તેમની સાથે અમારે વરસોનો અંગત સંબંધ હોય છે. આ કારણે અમને પ્રત્યેક પાલકની આર્થિક સ્થિતિની થોડી ઘણી ખબર હોય છે, અને તેથી કોણ કેટલું આપી શકે એમ છે એ નક્કી કરવામાં મુશ્કેલી પડતી નથી.

વળી અમારું પ્રામાણિક ને મહેનતુ જીવન જ તેમને અમારી સાથે પ્રામાણિક થવા પ્રેરે છે; અમને છેતરવા જતાં તેમને સંકોચ જ થાય. પોતાની શક્તિ કરતાં ઓછું આપવાની દાનત હોય એવો એક પણ પાલક હજી સુધી અમને મળ્યો નથી હરેક પોતાની શક્તિ મુજબ આપે જ છે. વળી કોઈકોઈ વધારે પણ આપે છે.

હું—આ તો સરસ કહેવાય! નાણાં ન ભરી શકે એવાંની કન્યાઓ અહીં છે કે?

**મુ. સં.**—હા. કંઈજ ન ભરી શકે એવી થોડીક જ, વરસ દહાડે વીસ, પચ્ચીસ, કે પચાસ ભરે એવી ઘણી, સો કે તેથી વધારે ભરે એવી થોડીક.

૭

# ઘરકામ

હું—તમે જેમને પહેલવહેલી લીધી તેમની સાથે કામની શરૂઆત કેવી રીતે કરી?

**મુ. સં.**—અમે વિદ્યારંભદિન ઊજવ્યો; દર વરસે ઊજવીએ છીએ. તેમાં અમે આ કામમાં રસ લેનાર ભાઇ બહેનોને બોલાવ્યાં. આ રીતે અમે શરૂઆત કરી.

અમારી પાસે એક વરસના કામનો અનુભવ હતો અને અમે ચારે જણ કોઇ પણ કામ કરવાને તત્પર ને શક્તિમાન હતાં; જ્ઞાન-ગુમાનની ગાંઠડી અમે કૂવામાં પધરાવી દીધી હતી. તેથી અમને કશાય તકલીફ પડી નહિ. છોકરીઓના સાસ ગળતાં થોડી વાર લાગી ખરી. પણ તેઓ કામમાંથી નવરાં પડે ત્યારે સોરવાનો વખત મળે ને?

હું—આ લોકો પહેલેથી જ બધું કામ ઉત્સાહપૂર્વક કરવા લાગ્યાં? તેમને કામનો કંટાળો નહોતો આવતો?

**મુ. સં.**—ના. એનાં મુખ્ય બે કારણ હતાં. અમે જે છોકરીઓ લીધી હતી તે બેકાકુ વર્ગમાંથી લીધી જ નહોતી. ઘેર પણ જેમને રોજના પાંચ છ કલાક મહેનત કરવાની જ હતી, ને એટલી મહેનત કોઇ ને કોઇ રૂપમાં કરતી જ હતી તેમને જ અમે લીધી હતી. બે માસની કસોટીમાં પોચી પડનારને ન જ રાખવાનો અમારો અડગ નિશ્ચય હતો.

કંટાળો ન આવવાનું બીજું કારણ, અને તે પણ ઘણું સબળ કારણ એ હતું કે અમારામાંથી કોઇનેય ઊંડે ઊંડે પણ આવી મહેનતનો અણગમો કે વિરોધ નહોતો. મારો અનુભવ હતો કે જ્યાં સંચાલકોમાં દ્વિધા ભાવ હોય છે ત્યાં જ વિદ્યાર્થિનીઓમાં પણ દ્વિધા ભાવ પેદા થાય છે, ને સંસ્થાનું કામ શિથિલ બને છે અમારે અહીં

એવું હતું જ નહિ. અમને તો મહેનતમાં રસના ઘૂંટડા આવતા હતા. એ બાબતના અમારા અદમ્ય ઉત્સાહનો ચેપ બીજાંને ન લાગે એમ બને જ નહિ. અમારામાં ચિરાગ પ્રગટેલી હતી, ને તેથી બીજાંની ચિરાગ સળગાવવાની અમારામાં તાકાત હતી.

ભાંજગડ તો ઊભી થાય છે જ્યાં ચિરાગ પ્રગટેલી નથી હોતી ત્યાં. જુદીજુદી માન્યતાવાળાં જ્યાં ભેગાં થયાં હોય ત્યાં દેડકાંની પાંચશેરીની દશા થાય; કૂતરું ગામ ભણી તાણે ને શિયાળ સીમ ભણી તાણે. આવી સંસ્થા કશું સાધી શકે નહિ.

હું—કામોની વહેંચણી કેમ કરી?

**મુ. સં.**—તમે અત્યારે જુઓ છો તેવી વહેંચણી તે વખતે પણ હતી. છતાં હું તમને તે ટૂંકામાં બતાવું.

૧. જેને **રસોઈ** કરવાની આવે તેને રસોડા અંગેનું બધું કામ કરવાનું રાખ્યું હતું; અનાજ વીણી લેવું, શાક સમારવું, પાણી ભરવું, રસોઈ કરવી, વાસણ સાફ કરવાં વગેરે વગેરે.

૨. જેમને **કોઠારનું** કામ હોય તેમણે દળવાખાંડવાનું, ઉપણવા-ઝાટકવાનું, જરૂરી મસાલા તૈયાર કરવાના વગેરે કામો કરવાનાં.

ઋતુમાં જે તે ચીજ બાર માસની ભરી લેવાનો રિવાજ રાખ્યો છે. એવી ચીજ જ્યારે લઇએ ત્યારે તો તેની સફાઈમાં બધાં જ રોકાઇએ.

ડાંગર ખાંડી ચોખા કાઢવા, દાળ બનાવવી, આમલી ફોલવી વગેરે કામો અહીં જ કરી લઇએ છીએ.

૩. **સફાઇના** કામમાં જાજરૂની, મોરીઓની, ખાળકૂંડીની, નહાવાની જગાની, કૂવાની, રસ્તાઓ, અને ચોગાનની, તથા એવી બીજી બધી સફાઈનો સમાવેશ થાય છે.

૪. **ગોરસ** અમારો મુખ્ય ઉદ્યોગ છે, અને તેથી એ કામ રોજ લગભગ બધાંએ નૈમિત્તિક કર્મની જેમ કરવાનું હોય છે. ગાયોને

ખાણુ આપવું, ગાયો દોહવી, દૂધનો હિસાબ રાખવો, દૂધ મેળવવું, અને વલોવવું તથા માખણમાંથી ઘી તૈયાર કરવું, અને એને અંગે બીજાં જે કામ હોય તે કરવાં.

અમે દર બે જણુ વચ્ચે એક ગાય આવે એટલી ગાયો તો ઓછામાં ઓછી રાખીએ જ છીએ. એટલે બધાંને ગાયોનું કામ રોજને રોજ કરવાનું રહે જ છે.

૫. **ખેતીકામ:–** અમે એમાં ત્રણુ વિભાગ રાખ્યા છે: ૧. શાકભાજી, ૨. ફળવૃક્ષો, ૩. ગાયો માટે ચારો અને થોડુંઘણું અનાજ. આ બધી ખેતી અમે હળલાકડાં અને બળદથી કરાવીએ છીએ. એને માટે નોકર રોકયો છે. અમે તો એમાં ફાલતું મજૂરી કરીએ: ખાડા ખોદીએ, ગોડીએ, ઘાસ કાઢીએ, ચાર કાપીએ, બીજ રોપીએ, વેલાઓ માટે માંડવા કરીએ, શાકભાજી અને ફળ ઉતારીએ વગેરે વગેરે.

૬. **કાંતણુપીંજણુ:–** કાંતણુપીંજણુ પણુ નૈમિત્તિક કર્મ જેવું છે. દરેકે તે કામ કરવાનું જ હોય છે.

પોતાનાં વસ્ત્ર, તથા આશ્રમને અંગે બીજું જે કંઇ કાપડ જોઇએ તેને માટે જરૂરી સૂતર તો અમારે કાંતવું જ રહ્યું. રોજનો દોઢ કલાક અમે તેની પાછળ આપીએ છીએ.

૭. **સીવણુ:–** એ એક ગૌણુ ઉદ્યોગ છે. અમારા વાપરનાં બધાં કપડાં અમે સીવી લઈએ છીએ. દરેક જણુ ઘરગથ્થુ સાદાં કપડાં વેતરતાં અને સીવતાં શીખી જાય એટલે બસ.

**હું**—આપણે આગળ જઇએ ત્યાર પહેલાં ગૃહકાર્ય અંગે, ઉદ્યોગોને અંગે મારે જે કંઈ પૂછવુંગાછવું છે તે પૂછી લઉં.

**મુ. સં.**—ખુશીથી પૂછો.

**હું**—રસોઈ માટે કેવી ગોઠવણુ રાખી છે? સંયુક્ત રસોડું છે કે વિભક્ત?

**મુ. સં.**—અમે જે વરસે વિદ્યાર્થી અવસ્થામાં હતાં અને બીજે વરસે ફક્ત દસ જ વિદ્યાર્થિનીઓ લીધી હતી ત્યારે સંયુક્ત રસોડું જ રાખ્યું હતું. પણ પછી જેમ જેમ સંખ્યા વધતી ગઇ તેમ તેમ વિભક્ત રસોડાં કરી દીધાં સામાન્ય રીતે આઠ દસ માટે એકએક રસોડું અત્યારે છે. બધાં રસોડાં પર એક શિક્ષકની દેખરેખ હોય છે, ને તેમની બધી જવાબદારી તેની ગણાય છે. શરૂઆતમાં એને બધો વખત તેમાં રોકાયેલાં રહેવું પડે છે, પણ છોકરીઓ બરાબર ટેવાઈ ગયા પછી તો તે બીજાં કામો પર પણ જઈ શકે છે.

**હું**—બધાં ગૃહકાર્યો પર બધાં એકી સાથે તો ન જ જઈ શકે. તો પછી તમે એ કામો બધાં શીખે તે માટે શું કરો છો ?

**મુ. સં.**—દરેક કામ માટે અમુકઅમુકની સંખ્યા રાખી હોય છે. દર પંદર દિવસે યા મહિને કામોની ફેરબદલી કરીએ છીએ. આ રીતે દરેકને દરેક કામ વારાફરતી આવી જાય છે. ગાયોનું કામ અને કાંતણપીંજણ એ દરેકને રોજ કરવાનાં હોય છે. બાકીનાં કામો વારાફરતી કરવાનાં આવે.

**હું**—એકનું એક કામ અમુક સમય સુધી રોજરોજ કરવામાં કંટાળો ન આવે ?

**મુ. સં**—જ્યાં ઉદ્યોગનું વાતાવરણ મોળું હોય, અને દ્વિધાભાવ તરવર્યા કરતો હોય ત્યાં જરૂર કંટાળો આવે. પણ અમારે અહીં તો એવું કંઈ છે જ નહિ. દરેક જણ જાણે છે કે વારાફરતી કામ બદલાવાનું જ છે, અને દરેકને દરેક કામ શીખવાનું જ છે. વળી દરેકને એ પણ સમજ હોય જ છે કે ગંભીરપણે કામ કરવું હોય ને શીખવું હોય તો એકના એક કામ પર દિવસો સુધી મંડ્યા જ રહેવું જોઇએ. વળી અહીં રહેનારને એ પણ ખ્યાલ છે જ કે આ સંસ્થા આ રીતે જ ચાલવાની છે, ને તેટલા માટે તો તેનું અસ્તિત્વ છે, અને તેથી જેને આ રીતે ન રહેવું હોય તેને સંસ્થા છોડી જવાની છૂટ છે.

**હું**—વારુ, હવે આપણે આગળ ચાલીએ. ભોજનમાં શું આપો છો ?

**મુ. સં**—સવારના નાસ્તામાં દૂધરોટલા, દહીંરોટલા, રાબરોટલા, દૂધ ને ફળ કે એવું કંઈ હોય છે બપોરે ભોજનમાં દાળભાત, કઢીભાત ને શાક તથા રોટલા. શાકની જગાએ કઠોળ પણ હોય. રાતે વાળુમાં રોટલા, દૂધ ને શાક યા કઠોળ, રોટલી ભાખરી કે એવી વાનીઓ કોઈ વાર. વળી અઠવાડિયામાં એકાદ વખત ઢેબરાં, મૂઠિયાં, કે એવું કંઈ હોય.

**હું**—ફળ, શાક ને દૂધ તમે તમારાં જ વાપરો કે ખૂટે તો બહારથી લાવો ?

**મુ. સં.**—શાક ને દૂધ તો અમે અમારાં હોય તો વાપરીએ ને ન હોય તો ન વાપરીએ એવો નિયમ જ રાખ્યો છે. પણ એ તો હમેશાં હોય જ છે, ફળ ન પણ હોય. વળી કેટલાંક ફળ અમારે ત્યાં થતાં નથી. એવાં ફળ કોઈ કોઈ વાર બજારમાંથી લાવીને આપીએ છીએ.

**હું**—તમે સાંજના નાસ્તો નથી આપતા ?

**મુ. સં.**—ના. બપોરે બાર વાગે જમવાનું હોવાથી વચ્ચે કાંઈ લેવાની જરૂર રહેતી નથી.

**હું**—રસોઇમાં કયું ધોરણ રાખ્યું છે ?

**મુ. સં.**—સુખી ખેડૂતને ત્યાં જે રસોઇ મળતી હોય તેવી પણ આરોગ્યવર્ધક રસોઈ બનાવવી એમ અમે નક્કી કરેલું છે. એટલે ભોજન સાદું અને મરીમસાલા વિનાનું હોય છે. વઘાર વગેરે અલ્પ પ્રમાણમાં રહે છે. તળેલા પદાર્થનો જવલ્લે ઉપયોગ થાય છે. મિષ્ટાન્નો કોઈ વાર હોય છે. અમે તંદુરસ્તી અને ખેડૂત યા પરિશ્રમ જીવનનો વિચાર કરીને તેને અનુરૂપ ખોરાક યોજીએ છીએ, અને છતાં તેમાં સ્વાદ વગેરેની દૃષ્ટિએ અનેક વિવિધતા લાવીએ છીએ. ખોરાકમાં જે ચીજો જેટલા પ્રમાણમાં આપણા લોક વાપરે છે તેમાંથી પણ અનેક પ્રકારની આરોગ્યવર્ધક વાનીઓ બનાવી શકાય છે એ આપણે સમાજને બતાવવું રહ્યું.

આહારશાસ્ત્રનાં ભાષણો આપવા કરતાં, તેને અમલમાં મૂકી તે દ્વારા તેનું શિક્ષણ બાળકોને આપવાનું અમે પસંદ કરીએ છીએ. મરીમસાલા, અથાણાં, ચટણીઓ વગેરે પોષણની દૃષ્ટિએ ઉપયોગી ન હોવાથી રોજના આહારમાં એમનો ઉપયોગ કરવામાં આવતો નથી. પણ કોઈ પ્રસંગે માત્ર ચટકા ખાતર તેમનો ઉપયોગ કરાય છે ખરો.

## ૮

## ઉદ્યોગો

હું—ગોરસવિદ્યાને તમે મુખ્ય ઉદ્યોગ તરીકે રાખેલ છે એ તો વિચિત્ર લાગે છે. સીવણ, ભરતગૂંથણ, ટાઈપરાઈટિંગ, પુસ્તકબંધાઈ, વગેરે ઘણા ઉદ્યોગો સ્ત્રીઓ માટે છે, ને સર્વત્ર તેમની જ હિમાયત કરાય છે; ત્યારે તમે વળી આ ‘ इदम् तृतीयम् ’ ક્યાંથી શોધી કાઢ્યું ? એમાં તમે શું મોહ્યા ? છાણમૂત્રમાં હાથ ઘાલવા પડે, ઘાસચારો નીરવાં પડે, ઢોરને નવરાવવું પડે, દૂધ દોહવું પડે, દહીં વલોવવું પડે વગેરે. આમાં તો કપડાં બગડે, અને કંટાળો આવે, ને વળી ઢોરની સાથે ઢોર જેવાં થવું પડે.

વળી શિક્ષકનો, દાક્તરનો, નર્સનો, કારકુનનો વગેરે ધંધા પણ છે.

સ્ત્રીઓએ પોતાના પગ પર ઊભવું જોઈએ એમ તમે નથી માનતા ? અને જો એમ કરવું હોય તો તમારે તેને કોઈ એક સારો ધંધો ન શિખવવો જોઈએ ? એમ કરવાને બદલે તમે તો ઢોરઉછેરનો ધંધો શિખવાડી તેને એના એ અંધારકૂપમાં રાખવા બેઠા છો.

**મુ. સં.**—ના, એમ નથી. પ્રચલિત માન્યતાઓથી મારી માન્યતાઓ ઘણી જુદી છે. જરૂર પડે તો પોતાનો રોટલો પોતે કમાઈ લેવાની કે બાળબચ્ચાંનું પણ પૂરું કરવાની આવડત અને તાકાત તેનામાં હોવાં જ જોઈએ એમ હું માનું છું, અને તેને માટે હું માત્ર ગોરસવિદ્યાને બહેનો માટે સર્વશ્રેષ્ઠ ધંધા તરીકે ગણું છું.

વળી ગૃહસ્થાશ્રમી બાઈને માટે પરિવારની સંભાળ ને બાળઉછેર એ સિવાય બીજો કોઈ ઉત્તમ ધંધો નથી જ એવી મારી દૃઢ માન્યતા બંધાઈ છે. દુનિયાની સ્ત્રીઓ યોગ્ય માતાઓ થઈ જાણે તો આખી દુનિયાની શિકલ ફરી જાય. આજે તો દુનિયા આસુરી સંપત્તિ પાછળ પડી છે, ને તેથી તેને ગાંધીઓદિયા ધંધા સૂઝે છે. આવે કારણે સ્ત્રીઓને કારકૂની કે એવા બીજા ધંધા કરવા પડે છે. હું તો માનું જ છું કે જે સમાજમાં સ્ત્રીઓને પરિવારની સંભાળ લેવાનું છોડીને કમાવા જવાની ફરજ પડે છે તે સમાજ રોગગ્રસ્ત છે, ને જો એ રોગ દૂર ન થાય તો તે સમાજનો વિનાશ થવાનો છે.

કોઈકોઈ સ્ત્રીઓ ભલે દાયણ, નર્સ, દાક્તર કે વકીલ થાય. એ દ્વારા પણ સમાજની સેવા કરવી હોય તો તે કરવાનો અવકાશ છે ખરો. પણ સમાજનાં તનમન નીરોગી રહે એવી રીતે સમાજને જીવતાં શિખવી દીધું હોય તો પછી દાક્તરો ને વકીલોના રાફડાની જરૂર ન રહે. અને સમાજને આવો તો યોગ્ય ગૃહિણીઓ બનાવી શકે. એટલે આવા ધંધા ગણીગાંઠી બહેનો ભલે કરે, પણ ગૃહસ્થાશ્રમી બાઈ માટે પરિવારની સંભાળ એ જ એક ઉત્તમ ધંધો છે

ઉપર મુજબ શિક્ષકના ધંધાનું પણ. આજે તો એવી માન્યતા પ્રવર્તે છે કે જે કોઈ સૂતું ગાડ્યું તે શિક્ષક થઈ શકે. વળી જેનો ક્યાંઈ પત્તો નથી ખાતો તે શિક્ષકના ધંધામાં ઘૂસી જાય છે. આ ભયંકર અવદશા છે. બહેનો શિક્ષકનું કામ કરે એ તો ઉત્તમ વાત છે. પણ એ ધંધો બધી બહેનો માટે ન જ હોય ને? એમાં પણ ગણીગાંઠી બહેનો જ જોઈએ ને?

બીજી એક વાત. કમાણી માટે ધંધાની પસંદગીમાં એક ખાસ બાબત લક્ષમાં રાખવાની જરૂર છે. આપણા દેશની આમજનતાની દશાનો વિચાર કરીને પાયાનો ઉદ્યોગ પસંદ કરવો રહ્યો. વળી એ ઉદ્યોગ એવો પણ હોવો જોઈએ કે તેની દ્વારા સમસ્ત માનવજાતિનું

કલ્યાણ થાય. વધારામાં એ પણ જોવું રહ્યું કે તેવા ઉદ્યોગ માટે પણ યંત્રવાદ કે મૂડીવાદ પર કામ ન થવું જોઇએ. યંત્રવાદમાંથી મૂડીવાદ ને મૂડીવાદમાંથી સામ્રાજ્યવાદ જન્મ્યાં છે, ને તે કારણે આજે પરસ્પર ગળાં કપાય છે તથા ભારે ઉત્પાત મચી રહ્યો છે. એ ઉત્પાત, એ આસુરી લીલા નિર્મૂળ નથી થવાની, જ્યાંસુધી આપણી વૃત્તિ હાડકાં હરામ કરીને બીજાની મહેનત પર તાગડધિન્ના કરવાની ને બીજાના ખભા ઉપર ચડી બેસવાની હશે.

આ બધી દૃષ્ટિએ વિચારતાં મને તો બહેનો માટે ગોરસવિદ્યાનો ધંધો ઉત્તમ જણાયો છે. એ પાયાનો ને જગકલ્યાણનો ઉદ્યોગ છે. આજે પણ ગામડાની અભણ અનાથ બાઇઓ ભેંસમાંથી પોતાનું પેટ કાઢે છે. એટલે એ ધંધામાંથી પેટ ન કઢાય એમ માનવાને કારણ નથી. જો બુદ્ધિપૂર્વક સાચી દાનત ને ખંતથી આ ધંધો કરવામાં આવે તો પોતાને ઘેર બેઠે જ કોઇ પણ બાઈ પોતાનું ગુજરાન સારી રીતે કરી શકે એટલું જ નહિ, પણ ફાજલ વખતમાં સ્વાધ્યાય અને જનસેવા પણ કરી શકે.

ગોરસથી ઊતરતો ધંધો શાકભાજી કે ફલવૃક્ષ ઉછેરનો છે. એથી ઊતરતો શિક્ષકનો (શિક્ષકની નોકરી, અને નહિ કે અમારે અહીં છે તેવો ), ને વૈદકનો છેલ્લો છે. કારકૂની તો નપાવટ છે.

ભરવુંગૂંથવું, રંગવુંછાપવું, પુસ્તક બાંધવાં, સેવપાપડ કે અથાણાંચટણી કરવાં, ટોપલીઓ ગૂંથવી વગેરે ધંધા રહ્યાંખડ્યાં કોઇ ભલે કરે. પણ તે ધંધા પાયાના ને રાષ્ટ્રવ્યાપી નથી, અને તેથી આખી પ્રજાને તે શિખવવાની જરૂર નથી. ઘરગથ્થુ ઉપયોગ માટે ભલે શિખાય, પણ કમાણીના ધંધા તરીકે તો નહિ જ.

હું—તમારું દૃષ્ટિબિંદુ કંઇક સમજાય છે ખરું; અને અહીં જે કામ ચાલે છે તે જોઇને એમ લાગે છે કે તમારી વાત સાચી હોય. પણ મારા જેવાનેય તમારી દલીલનું સાચાપણું તો ત્યારે જ વસશે

કે જ્યારે અહીંથી નીકળેલી કોઈ એક બાળા ગોરસના ધંધામાંથી નિર્વાહ મેળવશે.

વારુ, તમે આટલી બધી ગાયો રાખો એટલે દૂધ તો તમારી જરૂરથી ઘણું વધારે મળે. વધારાના દૂધનું તમે શું કરો છો ?

**મુ. સં.**—અહીં વાપરવા માટે દૂધ, દહીં ને ઘી સારુ જેટલા દૂધની જરૂર હોય તેટલું રાખીને બાકીનું વેચી દઈએ છીએ. દૂધ વેચવામાંથી નાણાંની દૃષ્ટિએ ઠીકઠીક લાભ થાય છે, ને તેથી સારી રાહત મળે છે.

હું—ખેતીમાં શું કરો છો ?

**મુ. સં.**—એ સંબંધે આગળ મેં થોડો નિર્દેશ તો કર્યો જ છે. અહીં કંઈક વિગતમાં ઊતરું.

ગાયો માટે ઘાસચારો જોઈએ તે અમે ઉગાડી લઈએ છીએ. સૂંઢિયું, ગિનીઘાસ, રજકો, વગેરે કરીએ છીએ. એટલા ઘાસથી પૂરું નથી થતું. તેથી વેચાતું સૂકું ઘાસ પણ ભરી મૂકવું પડે છે.

વારાફરતી બારે માસ ચાલે એ મુજબ ઋતુઋતુનાં શાકભાજી કરીએ છીએ. એ તો એટલા સારા પ્રમાણમાં ઊતરે છે કે અમે બહાર વેચી પણ શકીએ છીએ. બધાં ચોમાસુ શાક તો થાય જ, પણ તે ઉપરાંત ઘીલોડાં, પરવળ, કોબીજ, ફ્લાવર, ટામેટા વગેરે પણ કરીએ છીએ. ઋતુઋતુની ભાજી પણ કરીએ છીએ. શક્ય હોય તો એક ટંક શાક ને એક ટંક ભાજીનો ઉપયોગ થાય છે.

અમને નાણાંની બચત તો થાય જ છે, પણ વધારે લાભ તો એ થાય છે કે તાજાં શાકભાજીને લીધે તંદુરસ્તી ઘણી સારી રહે છે.

ઋતુઋતુનાં ફળ પણ મળી રહે એ રીતે અમે ફળઝાડ પણ ઉછેરીએ છીએ. કેળ, મોસંબી, લીંબુ, ચિકુ, જામફળ, સીતાફળ, બોર, કેરી, જાંબુ, રાયણ, પપૈયા વગેરે ઉછેરીએ છીએ.

અમે એ બતાવવા માગીએ છીએ કે ખેડૂત પોતાની પાસે જે જમીન છે તે જમીનમાં પ્રસન્નતાથી કામ કરે તો તે કામદુધા નીવડે

છે. ને તેના નિર્વાહ તેમજ સ્વાસ્થ્યને માટે પૂરતું આપી રહે છે: જો તેનું જીવન સાદું, સંતોષી ને પવિત્ર હોય તો.

કાંતવા માટે જરૂરી કપાસ પણ અમે અમારા ખેતરમાંજ પકવી લઈએ છીએ. વળી અમે પંદર-વીસ આંકથી ઝીણું સૂતર કાઢતાં નથી તેથી અમારા ખેતરનો કપાસ ચાલી શકે છે.

**હું.**—વારુ, તમે કાંતણપીંજણમાં શું કરો છો?

**મુ. સં.**—અમે રોજનો દોઢ કલાક તેને ખાતે રાખ્યો છે. ગોરસની જેમ આ પણ રાષ્ટ્રવ્યાપી ને પાયાનો ઉદ્યોગ છે. મારે હિસાબે ખેતીના ઉદ્યોગમાં ત્રણેનો સમાવેશ થાય છે, ને થવો પણ જોઈએ. ખેતી, ગોરસ ને કાંતણ એ ત્રણે ધંધા કરનાર ખેડૂતજ જીવનમાં ફાવી શકે. અમે અહીં એ ત્રણેનું સામંજસ્ય સાધવા મથીએ છીએ. છોકરીઓની સંસ્થા હોવાથી ગોરસ અને કાંતણને જેટલું મહત્વ આપીએ છીએ તેટલું ખેતીને આપતા નથી. છોકરાઓની સંસ્થામાં ખેતી એ મુખ્ય અને ગોરસ તથા કાંતણ એ ઉપધંધા હોય.

અમે અમારા ખપ પૂરતું સૂતર તૈયાર કરી શકીએ છીએ.

**હું.**—તમે ઝીણું કેમ નથી કાંતતા?

**મુ. સં.**—અમારા જીવનમાં ઝીણાં વસ્ત્રને સ્થાન ન હોય; શ્રમજીવી માટે સહેજ જાડાં કપડાં જોઈએ. પંદર-વીસ આંકમાંથી મઝાનું કાપડ તૈયાર થાય છે, ને ટકે છે પણ સારું. મહેનત કરનારને સુંવાળા થયે ન પાલવે, ન શોભે.

હું—તમને દોઢ કલાકના કાંતણથી ચાલી રહે છે?

**મુ. સં.**—જરૂર. એટલુંજ નહિ પણ કાપડ વધી પડે છે. કપડાંની વિપુલતા અમે રાખી નથી. ખપ પૂરતાંજ કપડાં વાપરવાનાં રાખ્યાં છે, અને તેથી સરેરાશ વીસ વારથી વધારે કાપડની જરૂર પડતી નથી.

હું—ઠીક. હવે સીવણની બાબતમાં શી ગોઠવણ છે?

**મુ. સં.**--અમારે જોઈતાં કપડાં અમે અહીં જ સીવી લઈએ છીએ. ઘરગથ્થુ સાદાં કપડાં દરેક બાળાને સીવતાં ને વેતરતાં આવડવું જોઈએ એમ અમે સ્વીકાર્યું છે.

હું—શું શું શિખવો છો?

**મુ. સં.**—સ્ત્રીપુરુષને પહેરવાનાં સાદાં કપડાં, જે અમે આશ્રમમાં વાપરીએ છીએ. ઉ. ત. પહેરણ, ટોપી, બંડી, બાંડિયું, ચણિયો, બોડિસ, કબજો, ઝભલું, ચડ્ડી, થેલી, ગલેફ વગેરે.

હું—કોટ, પાટલુન, ખમીસ. તેમ જ બહેનો માટેનાં જુદીજુદી ફેશનનાં કપડાં સીવતાં શિખવો તો? એવાં કપડાં સીવતાં તેમને નહિ આવડતું હોય તો તેઓ જ્યારે અહીંથી જશે ને ઘર માંડશે ત્યારે ફેન્સી કપડાં દરજીની પાસે સિવડાવશે. અને એ રીતે ખરચ વધારે કરશે.

**મુ. સં.**—અમારે અહીં ઘડાયા પછી તેઓમાં સાદાઈ આવી હશે એવી અમારી ગણતરી છે. પણ કોઈનામાં તે ન આવે તો પણ શું? અમારે તો સમાજને દોરવો છે, તેની ખોટી અભિરુચિઓ બદલવી છે, અને તંદુરસ્ત અભિરુચિઓ કેળવવી છે. અમારે તેને સાદાઇમાં સૌંદર્ય જોતાં શિખવવું છે, અને તેથી અમે સાદાં ને સુઘડ કપડાં સિવાય બીજાં સીવતાં શિખવતા નથી, અને પહેરતા પણ નથી.

અમે એ પણ આશા રાખીએ છીએ કે અમારે અહીં છ છ વરસ ગાળનાર બાળાની અભિરુચિ સાદાઇમાં સૌંદર્ય અનુભવવાની કેળવાઈ હશે, અને તેથી :આજકાલની ઢંગધડા વગરની, બેહુદી, અધઃપાતને માર્ગે લઈ જનારી અને બિલાડીના ટોપની જેમ દર વલોણા વારે ફૂટી નીકળતી જે ફેશનો ખાવાપીવા, પહેરવાઓઢવા, હરવાફરવા વગેરેમાં દેખાવા માંડી છે તે ફેશનોમાં તેને રસ નહિ પડે.

અમે અમારી વિદ્યાર્થિનીઓ દ્વારા આપણા નારીત્વનો આદર્શ રજુ કરવા જરૂર ઇચ્છીએ છીએ, અને તેથી સમાજની નબળાઈઓને અમારી સંસ્થામાં કોઈ હિસાબે સ્થાન આપવા માગતા નથી.

હું—તમારી આ આકાંક્ષા પૂરી થશે એમ તમે માનો છો ?

**મુ. સં.**—જરૂર. એ માટે તો આ સંસ્થાનું અસ્તિત્વ છે. અને ધારો કે એમ ન થાય તો પણ શું ? હું તો કર્તવ્ય કરવામાં માનું છું. न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति । એમાં મને વિશ્વાસ છે. જો મારી વાત સાચી છે, તેમાં કાંઇ સ્વાર્થ નથી, ને તે જનકલ્યાણ માટેની છે તો હું તે અવશ્ય કરીશ જ, અને તેથી કોઇનું અકલ્યાણ તો નથી જ થવાનું.

## ૯

## ભણતર

હું—તમારું દૃષ્ટિબિંદુ કંઇક સમજાય છે. હવે ભણતર પર આવીએ.

**મુ. સં.**—અભ્યાસનો જે સમય રાખ્યો છે તેમાં તો અમે ગૂજરાતી, રાષ્ટ્રભાષા, સંસ્કૃત, ગણિત, ચિત્ર, સમાજવિદ્યા અને વિજ્ઞાન શિખવીએ છીએ.

હું—સંગીતનું શું ?

**મુ. સં.**—બંને વખત પ્રાર્થનામાં ભજનો ગવાય છે તે જ. એથી વિશેષ વ્યવસ્થા નથી.

હું—એની જરૂર તમને નથી લાગતી?

**મુ. સં.**—નથી લાગતી એમ નથી. પણ જે જાતનું જીવત અમે જીવવા માગીએ છીએ તેમાં એથી વિશેષ કરવાનો અમને અવકાશ નથી વળી બીજી પણ એક વાત છે. મારી માન્યતા બંધાઈ છે કે સંગીત, ચિત્ર વગેરે કલાઓ ઉદરનિર્વાહ માટે નથી, એ તો અંતરાત્માને રાગમાં કે રૂપરંગમાં પ્રગટ કરવા ને તે દ્વારા ઊંચે ચડવા માટે છે. અનંત અને અસીમને અન્તમાં ને સીમામાં લાવવા, તથા સાન્ત અને પરિમિતને અનંત અને અસીમમાં લઇ જવા માટે

તે છે. ઉદરનિર્વાહ માટે તો દરેકે હાથપગ હલાવીને ઉત્પાદક મહેનત કરવી જોઇએ, શ્રમજીવી બનવું જોઇએ, અને એ કર્યા પછી જે સ્વાધીન સમય રહે તેમાં કલાની ઉપાસના થાય.

બંને વખતની પ્રાર્થનામાંથી દરેકને ઠીકઠીક ગાતાં આવડે છે. વળી રાતે અવારનવાર રાસગરબા હોય છે, એટલે ગાન સાથે તાલ તથા નૃત્યનો પણ ઠીકઠીક અનુભવ કરાય છે.

હું—વારુ. અભ્યાસ માટે તમે જેટલો સમય રાખ્યો છે તેટલાથી પૂરું થઇ રહે છે ? આપણી શાળાઓમાં તો રોજના છછ કલાક અપાય છે, ને તે ઉપરાન્ત ઘરપાઠ હોય છે તે જુદાના. જે શાળાઓમાં ઉદ્યોગ અને ભણતર છે તેમાં પણ રોજના ત્રણ કલાક તો અપાય જ છે, ને વળી ઘર આગળ પણ બબ્બે કલાક તો ખરા જ જ્યારે તમે તો અહીં અઢી કલાક જ આપો છો ને પછી ઘર આગળ તો રામ તારી માયા !

**મુ. સં.**—આવી શંકા થાય એ સ્વાભાવિક છે, પણ હમણાં જ તેનું નિરસન થશે. સવારસાંજની પ્રાર્થના પણ અભ્યાસમાં જ ગણીએ છીએ. એટલે અમે અભ્યાસ પાછળ રોજના સાડા ત્રણ કલાક આપીએ છીએ એમ કહેવાય. પ્રાર્થનામાં જ સંગીત, વાર્તા, રોજીંદા સમાચાર, ચર્ચા વગેરેનો સમાવેશ થઇ જાય છે. સમય કાઢીને ખાસ ભણાવવા જ બેસવું પડે એવા વિષયો તો ગૂજરાતી, રાષ્ટ્રભાષા ને સંસ્કૃત એટલી ભાષાઓ, ગણિત, ચિત્ર અને કંઇક અંશે સમાજ-વિદ્યા તથા વિજ્ઞાન.

એને માટે અમે નીચે મુજબ સમય રાખીએ છીએ. રોજની ૮૦ મિનિટ ગૂજરાતી માટે ત્રીસ મિનિટ રાષ્ટ્રભાષા અને સંસ્કૃત માટે (એક દિવસ રા. ભા. તો એક દિવસ સંસ્કૃત) અને ૪૦ મિનિટ ગણિત તથા ચિત્ર માટે (એક દિવસ ગણિત અને એક દિવસ ચિત્ર).

સમાજવિદ્યા અને વિજ્ઞાન સંબંધે જે કંઇ કહેવાનું હોય તે

ગૂજરાતી શિખવતે શિખવતેજ કહી દેવાનું રાખ્યું છે: એ બંને વિષયો ગૂજરાતીમાં અંતર્હિત થયેલા છે.

અહીં વિજ્ઞાન તો રોજ કાર્ય દ્વારા જ શિખાય છે: આરોગ્ય-શાસ્ત્ર, સફાઈશાસ્ત્ર, રસોઈશાસ્ત્ર, આહારશાસ્ત્ર, પ્રાણી ને વનસ્પતિ-શાસ્ત્ર વગેરે વગેરે. અહીં જે કંઈ આચારમાં મુકાય છે તેની પાછળ કયા સિદ્ધાન્તો છે એ પર ધ્યાન ખેંચાય એટલે ઘણુંખરું વિજ્ઞાન તેમાં જ આવી જાય.

હું—ભાષાઓમાં તમે કેટલું કરી શકો?

**મુ. સં.**—ગૂજરાતીના અભ્યાસમાં—

૧. પોતાને જે કંઇ કહેવાનું હોય તે સ્પષ્ટ, મુદ્દાસર ને યોગ્ય રીતે વ્યક્ત કરતાં આવડે એ એક લક્ષ્ય; ૨. તથા ગૂજરાતીના સમર્થ ગદ્યપદ્ય લેખકોની પ્રાસાદિક વાણીનો પરિચય થાય એ બીજું લક્ષ્ય. ચાર વરસના ગાળામાં આટલું ખુશીથી થઇ શકે, જો બરાબર કામ થાય તો.

આજકાલ તો ભાષાશિક્ષણમાં ઘણો કચરો ભરવામાં આવે છે, અને મનોવૃત્તિઓને બહેકાવે એવાં વાચન ઘણે ભાગે વિદ્યાર્થીઓ સમક્ષ મૂકવામાં આવે છે. અમે એ બધા કચરાને રૂખસદ આપી છે. વાઙમયનાં વિવિધરૂપો અને લાલિત્યને નામે આજે માણસને વિહ્વલ કરી દે ને ક્ષણિક આવેશો ઉત્પન્ન કરાવે તેવાં પુસ્તકો ઢગલાબંધ બહાર પડે છે ને વંચાય છે. નવલિકાઓ, ઉટાંગપુટાંગ વાર્તાઓ, ને હુતોહુતીનાં જોડકણાંમાં જ ઘણાખરા લેખકો ને વાચકો અટવાઈ જાય છે. અમે અમારા વાતાવરણમાં આમાંનું કંઈ પણ ન પ્રવેશે તેની સતત કાળજીપુર્વક ચોકી કરીએ છીએ. અમારી બાલાઓ અલ્પ પણ ઉત્કર્ષક સાહિત્યનો પરિચય પામે ને તેને માટેની જ અભિરુચિ કેળવે એની અમે શક્ય તેટલી ચીવટ રાખીએ છીએ.

હું—તમે વાર્તાઓ, નવલકથાઓ, નાટકો વગેરેનો પરિચય નથી કરાવતા?

**મુ. સં.**—અમે જે સાધવા માગીએ છીએ તેને પોષક જે કંઈ હોય તેનો પરિચય કરાવીએ છીએ, પછી તે વાર્તા, નવલકથા, નાટક, કાવ્ય, સંવાદ, નિબંધ જે કંઈ હોય; પણ તેને પોષક ન હોય તેનો પરિચય નથી કરાવતા. વાર્તાનો વાર્તાની ખાતર, નવલકથાનો નવલકથાની ખાતર કે નાટકનો નાટકની ખાતર પરિચય નથી કરાવતા. અમુક રૂપ સાહિત્યનું એક અંગ છે, પછી તે સડેલું કે હીન હોય તો પણ તેનો પરિચય કરાવવો જ જોઈએ એમ અમે સ્વીકાર્યું જ નથી.

હા, એક વખત બાલાઓની ઉત્કૃષ્ટ સાહિત્ય પ્રત્યેની અભિરુચિ કેળવાઈ જાય, ને નીરક્ષીરનો વિવેક કરવાની શક્તિ તેમનામાં આવી જાય ત્યાર બાદ સાહિત્યનાં જુદાંજુદાં અંગોનો પરિચય કરાવવામાં વાંધો નથી; પણ ત્યાર પહેલાં તો નહિ જ, પછી ભલે ને તે લખાણો કોઈ સાહિત્યસમ્રાટનાં હોય. અનધિકાર પ્રવેશ હરગીઝ નિષિદ્ધ છે. પાત્રે દાનમ્.

**હું**—વારુ, રાષ્ટ્રભાષામાં શું કરો છો?

**મુ. સં.**—એ દ્વારા આપણે આખા ભારતવર્ષનાં આપણાં ભાઈબહેનો સાથે વ્યવહાર કરી શકીએ એમ છે: આ દૃષ્ટિથી એનો અભ્યાસ કરાવાય છે. વળી 'રામચરિતમાનસ' જેવા ગ્રંથોએ તો આપણા રક્તના અણુએ અણુને સંસ્કારિત કર્યા છે, તેથી તેવા ગ્રંથોનું પારાયણ કરીએ છીએ.

રાષ્ટ્રભાષામાં વાતચીત કરતાં આવડે ને તેમાંના જ્ઞાનભંડારનો જરૂર પડયે લાભ લઈ શકાય એમ કરવાનો અમારો યત્ન હોય છે.

**હું**—તમે સંસ્કૃતનો અભ્યાસ શા માટે રાખ્યો છે તે સમજી શકાતું નથી. એ તો જમાનાઓ પહેલાંની ભાષા છે.

**મુ. સં.**—આપણા સંસ્કારો ને આપણી ભાષાઓ સંસ્કૃતનું ધાવણ ધાવેલાં છે, ને હજી પણ ધાવે છે. પ્રત્યેક હિંદુએ ગીતા કે

રામાયણ સમજવા જેટલું—ટીકા યા ભાષાન્તરની મદદથી—સંસ્કૃત તો જાણવું જ જોઈએ એવો મારો મત છે. ઘર આગળ રહીને અમુક સમય શાળામાં જઇ આવવાનું હોય એમને સંસ્કૃતનો અભ્યાસ અઘરો લાગે. પણ અમારે અહીં એવું છે નહિ. અહીં તો ગીતા, વાલ્મીકિરામાયણ, મહાભારતના અમુક પ્રસંગો, તેમજ સંસ્કૃત સુભાષિતો વગેરેનું પારાયણ અવારનવાર રહે જ છે.

અહીં નાતજાતના ભેદ નથી. સૌ કોઈ,-હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી—અહીં રહી શકે છે. છતાં હજી અમને હિંદુઓ સિવાય બીજી કોઇ કોમની બાળા મળી નથી, તેમજ શિક્ષક તરીકે પણ એવું બીજું કોઇ કામ કરવા જોડાયું નથી. એટલે અમે માત્ર સંસ્કૃત રાખ્યું છે. કોઈ મુસલમાન કન્યા હોય તો તેને માટે ઉર્દૂની વ્યવસ્થા રાખીએ.

**હું**—હવે એક વાત ભાષાની બાબતમાં પૂછું. તમે અંગ્રેજીને તો ક્યાંય સ્થાન આપ્યું નથી. એમ કેમ? સૂર્ય કદી આથમતો નથી એટલા વિસ્તીર્ણ સામ્રાજ્યની એ ભાષા છે. દુનિયાની બધી ભાષાઓ-ના જ્ઞાનભંડારો તેને ચરણે ઠલવાયા છે. વળી અર્વાચીન યુગમાં ખેડાયેલાં શાસ્ત્રોનું જ્ઞાન તેની દ્વારા થઈ શકે એમ છે. આન્તરરાષ્ટ્રીય વ્યવહાર માટે પણ તે ઉપયોગી છે. વળી બહારના દેશોની ખબરો જાણવી હોય તો તેની દ્વારા સારી રીતે જાણી શકાય છે. રેલ્વે, સ્ટીમર કે પ્રવાસમાં કે રેડિયો પર બે ઘડી ગમત મેળવવામાં, યા કાઇ પણ જાહેર ખાતામાં જ્યાંત્યાં અંગ્રેજી જ દેખા દે છે. તો પછી એ ભાષાથી તમે તમારી બાળાઓને વંચિત રાખો એ તો એમને ભારે અન્યાય કર્યો કહેવાય: જ્ઞાનના એક મહોદધિથી તેમને વંચિત રાખવાનો દ્રોહ કર્યો ગણાય. વળી વ્યવહારમાં પણ તેની જરૂર રહે છે. આજકાલ તો કાગળ પર સરનામાંય અંગ્રેજીમાં આવે છે, ને તાર પણ અંગ્રેજીમાં હોય છે. કોઇ ભણ્યાગણ્યા સાથે વાત થાય તો ડગલે ને પગલે તેમાં અંગ્રેજી શબ્દો આવે જ છે. માંદા પડ્યા તો રોગનું

નામ પણ અંગ્રેજી, ને તેની દવા પણ દાક્તર અંગ્રેજીમાં લખી આપે. વળી દવાવાળા પાસે અંગ્રેજી નામ બોલીને દવા માગવી પડે છે. જ્યાં આવી દશા છે ત્યાં તમે અંગ્રેજી ન રાખો એ તો ભારે થઇ ગણાય!

**મુ. સં.—**મુદ્દાની વાત ઉપાડી છે. ગુલામ પ્રજા માલિકની ભાષા અને રહેણીકરણીનું અનુકરણ કરવા જાય એમાં નવાઇ નથી. આજે તો તે આપણા ચૂલા સુધી પગપેસારો કરવા જેટલી હદે પહોંચવા આવી છે, એ જ આપણી ગુલામીનાં મૂળ કેટલાં ઊંડાં છે એ સૂચવે છે.

અંગ્રેજી ભાષા આંતરરાષ્ટ્રીય વ્યવહારની ભાષા છે એ સ્વીકારી લઇએ તો પણ સામાન્ય જનતાને અને આંતરરાષ્ટ્રીયતાને શી લેવા-દેવા છે? આન્તરરાષ્ટ્રીય વ્યવહારમાં તેની જરૂર રહેશે તો અમુક જ લોકોને તે ભાષા શિખવાડીશું. એ કારણે તો આપણામાંથી કોઇ કોઇને રશિયન, જર્મન, ફ્રેન્ચ, જાપાનીઝ, ચીની વગેરે પણ શીખવી પડશે.

જ્ઞાન મેળવવા માટે, મનુષ્ય તરીકે જીવન ગાળતાં શીખવા માટે દેશનાં પ્રત્યેક બાળકબાળકીને અંગ્રેજી શિખવવું જોઇએ એવી કલ્પના તો પાગલ સિવાય બીજા કોઇનેય ન આવે. એમ કરવાથી ન તો આપણી ભાષા સમૃદ્ધ થાય કે ન તો આપણે આમજનતાને જ્ઞાના-મૃતનું પાન કરાવી શકીએ. ભગીરથના કરતાં પણ ભારે શ્રમની એમાં જરૂર રહે! એમ કરવા જતાં તો પ્રજાનાં હીર ચુસાઇ જાય. એના કરતાં અત્યંત સહેલો માર્ગ કેમ ન લેવો? આપણામાંથી જેઓ અસામાન્ય બુદ્ધિશક્તિ ધરાવતા હોય તેવા ગણ્યાગાંઠ્યા એ ભાષા શીખે, અને એમાંનું સત્વ દોહીદોહીને આપણી ભાષામાં લાવે. આમ થાય તો એમાંનું જ્ઞાન આપણે સર્વસાધારણને અલ્પ શ્રમે, અલ્પ સમયે, ને અલ્પ વ્યયે પહોંચાડી શકીએ.

આજે તો રસ્તાનાં પાટિયાં, ને રેલ્વેની ટીકિટો પર પણ અંગ્રેજી હોય છે. ડગલે ને પગલે જ્યાંત્યાં અંગ્રેજીની જરૂર જણાય છે ખરું ને?

પણ એ દશા તો આપણી ગુલામી મનોદશાએ ઊભી કરેલી છે. એ નાગચૂડમાંથી જ્યાં સુધી આપણે ન છૂટીએ ત્યાં સુધી આપણે સ્વરાજ્ય —મહાત્માજીની કલ્પનાનું સ્વરાજ્ય મેળવી શકીશું કે કેમ તેની શંકા છે: અને કદાચ કંઈક મેળવી શકીશું તો તે જે હશે તે સ્વરાજ્ય નહિ પણ બીજું કંઈ હશે. આપણા દિમાગ પર અંગ્રેજીનું ભૂત ચડી બેઠેલ છે; એને આપણે નીચે ઉતારવું જ પડશે. જે સિંહાસન પર માતાને બેસવાનું હોય તેની ઉપર અંગ્રેજીને બેસાડીને તેની પૂજા કરવામાં આવે એ તો અસહ્ય થઇ પડવું જોઇએ. સિંહાસન પર તો મા જ બેસે ને બીજી જે કોઈ હોય તે તેની સેવામાં હાજર રહે. એમ થશે ત્યારે આપણો ઉદ્ધાર થશે.

વળી અમારો બધો પ્રયત્ન તો શ્રમજીવી જગતને જાગૃત કરવાનો છે. અને તેથી તેના ઘડતર માટે જે જરૂરી હોય તે સિવાય બીજું કંઇ અંદર ન ઘૂસી જાય એ અમે સતત જોતા રહીએ છીએ.

હું—તમારે ત્યાં ભણતી વિદ્યાર્થિનીઓમાંથી કોઇકોઇને અંગ્રેજી શીખવાની ઇચ્છા નથી થતી? જેને ઇચ્છા થાય તેને માટે શું?

**મુ. સં.**—અમારા વાતાવરણને લીધે સામાન્યતઃ એવી ઇચ્છા ભાગ્યે થાય છે. છતાં જો કોઈને અહીંનો અભ્યાસ કરી રહ્યા પછી વિશેષ પ્રકારના જીવનને અંગે અંગ્રેજી શીખવાની જરૂર પડે તો ખુશીથી તે તેને માટે બીજી જગાએ જઇ શકે. એ રીતે જવા માટેની અમે બનતી સગવડ પણ કરી આપીએ; અને તેની ઇચ્છા હોય તથા અમારી પાસે સગવડ હોય તો તે અનુકૂળતા અમે અહીં પણ કરી આપીએ. પરંતુ અંગ્રેજી ભણ્યા વિના જીવતર એળે જવાનું એમ તો અમે કદી સ્વીકારી શકતા નથી.

સો વાતની એક વાત એ કે શ્રમજીવીઓ માટે જે આવશ્યક ન હોય તેને અહીં સ્થાન હરગીઝ ન જ હોય.

**હું**—ભણતર પાછળની તમારી દૃષ્ટિ અને તે અનુસારની તમારી યોજનાની કંઈક સમજ પડે છે ખરી. પણ હવે આપણે બીજા મુદ્દા પર જઈએ. અહીંથી જે વિદ્યાર્થિનીઓ નીકળે એ લોકને કઈ રીતે ઉપયોગી થાય?

## ૧૦

# પરિણામ શું?

**મુ. સં.**—તમે ઠીક પ્રશ્ન કર્યો. અમારે ત્યાં જે બાલાઓ આવે છે તે શ્રમજીવીઓમાંથી આવે છે. આ બાલાઓ અહીંથી નીકળીને સંસારમાં પડે ત્યારે બીજાંની જેમ પરિશ્રમ કરતી રહે અને સંસ્કારી જીવન જીવે એ પદાર્થપાઠ જનતા માટે જેવા તેવો નથી.

અમારી બાલાઓ અહીંથી નીકળીને ગૃહસ્થીમાં જે ઊંચું જીવન જીવે છે તેની અસર બીજાં પર થાય જ છે. અને જેમ ચિરાગમાંથી ચિરાગ પ્રગટે તેમ તેમના જીવનમાંથી અનેકનાં જીવનમાં ફેરફાર થાય છે. શ્રમજીવીઓ જ્યારે જુએ છે કે આ લોક આપણા જેટલી ને જેવી મહેનત કરવા છતાં સુખી, સંતોષી ને સરસ જીવન ગાળે છે ત્યારે તેમની જિજ્ઞાસા વધે છે, ને તેઓ તેમનો સહવાસ સાધવા ઇચ્છે છે. ભણેલી અન્ય બહેનોની જેમ આ બહેનો તેમને પરાઈ નથી લાગતી. તેઓ તેમની પોતાની જ લાગે છે.

વળી આ બહેનો પોતે પણ તેમનામાંની જ છે એ ભૂલી નથી હોતી, અને તેથી તેઓ તેમનામાંની જ હોય એમ તેમની સાથે વરતે છે. આજે ભણેલાં ને ન ભણેલાં એવા જે બે વાડા બંધાયા છે, ને બંધાતા જાય છે, તેવા વાડા અહીં બંધાતા નથી. તેઓ વળી સમજે છે કે આપણને જીવનના ઘડતર તરીકે જે કંઈ મળ્યું છે તે સમસ્ત માનવસમાજને માટે છે, ને તેથી તેઓ સમય કાઢીને પણ તેમનો

ંપર્ક સાધે છે, ને તેમનાં જીવનમાં સંસ્કાર, વ્યવસ્થા ને પ્રસન્નતા ાાવવા બનતું કરે છે.

હું—બીજી કોઈ રીતે તેઓ ઉપયોગી થાય છે ?

**મુ. સં.**—એમાંથી મોટો ભાગ તો ગૃહસ્થાશ્રમી બની આદર્શ ામજીવીનું જીવન જીવે છે. ભણેલા લોકો બીજાને ઉપદેશ કરવા ાહેતા ગયા કે તમે અમારા જેવું એદી, નિરુદ્યમી અને બીજાની ંહેનતનું ખાઈ જનારું જીવન જીવો, છતાં પણ તેમને પગલે ચાલીને ામાન્ય લોકોમાં તેમનાં દુર્ગુણો ને દૂષણો આવ્યાં છે, તેવી રીતે ા બાલાઓનું જીવન જ લોકને સાચો માર્ગ બતાવે છે, ને વગર ો પણ તેમનાં જીવનમાં ફેરફાર કરાવે છે. એમનું જીવન તેમની ામક્ષ ઉત્પાદક મહેનત, ઉદ્યમ અને સંસ્કારનો નમૂનો રજુ કરે છે : મહેનતમાં સાચી પ્રતિષ્ઠા છે, ને મજૂરી કરનાર પણ પવિત્ર, સાદું, ા સંસ્કારી જીવન જીવી શકે છે એ રજુ કરે છે.

એમાંથી જેમને ઇચ્છા, ધગશ, શક્તિ અને આવડત હોય તે આવા આશ્રમ ઊભો કરે છે. પણ અત્યાર સુધીમાં તો આવી બીજી એક જ ાંસ્થા ઊભી થઈ શકી છે, કારણકે આશ્રમ ઊભો કરવો એ કામ જેના તેનાથી થાય એટલું સહેલું નથી.

વળી કેટલીક બહેનો અહીંના જેવું પરિશ્રમી જીવન જીવે છે ને ફાજલ વખતમાં જનસેવાનું કામ પણ કરે છે. ગ્રામસેવિકા તરીકે તેઓ ઠીકઠીક સફળ થાય છે. આપણે ત્યાં જે કોઇ ગ્રામસેવક તરીકે કામ કરવા ઇચ્છશે તેણે સવિશેષ તૈયારી કરવી પડશે. ગ્રામજનોના જેટલી મહેનત કરીને તેમને પદાર્થપાઠ આપવો જોઇશે. તે આવું કરશે તો જ લોકો પર અસર પાડી શકશે, તો જ તે તેમનામાંથી આળસ કાઢીને તેમને ઉદ્યમી કરી શકશે. પોતાની મહેનતમાંથી આજીવિકા મેળવે ને સાથેસાથે જનસેવા કરે તો જ તેની ધારી અસર થાય. અમારી બાલાઓ તેમ કરે છે ને તેથી જ તે ઉત્તમ ગ્રામસેવિકા થઇ શકી છે.

હું—તેઓ શિક્ષિકા તરીકે કામ કરે તો તમે જે કરવા માગો છો તેનો પ્રચાર વધારે ને જલદી ન થાય?

**મુ. સં.**—અત્યારે જે રીતની શાળાઓ છે તે રીતની શાળાઓમાં કામ કરવાનો કશો અર્થ નથી. હાલની શાળાઓમાં નાણાં, ને શ્રમ બંને વેડફાય છે, અને બાળકની શક્તિનો તે દ્વારા હ્રાસ થાય છે એમ હું તો માનું છું. હાલની શાળાઓને હું તો બાલકની નૈસર્ગિક શક્તિઓને કુંઠિત કરવાનાં કારખાનાં સમજું છું.

પૂજ્ય મહાત્માજીની કલ્પનાની વર્ધાયોજના મુજબની શાળાઓ બાલકને સાચી રીતે કેળવી શકશે, ને તેના હાથપગની, હૃદયની, ને મગજની તાકાત ઘટાડવાને બદલે ખિલવશે. આવી શાળાઓમાં અમારી વિદ્યાર્થિનીઓ શિક્ષિકા તરીકે બરાબર બંધ બેસી શકે, કારણકે અહીં રહીને તેમણે વર્ધાયોજનાનું જીવન ગાળ્યું છે અને તે રીતે તે ઘડાયાં છે.

હું—ખાતા તરફથી તો આવી શાળાઓ ભાગ્યે જ ખોલાય છે તો પછી આમાંથી જેમને આવી શાળામાં કામ કરવું હોય તે શું કરે?

**મુ. સં.**—ખાતામાં તો શિક્ષકનું તેજ ઝીલવાની તાકાત જ નથી. કોઇ પણ તેજસ્વી શિક્ષકનો ખાતામાં તેજોવધ થયા વિના રહેતો નથી, ને જો શિક્ષક તેમ થવા દેવા ન માગતો હોય તો તે ખાતામાં રહી શકતો નથી.

વળી ખાતાની શાળામાં કામ કરવા માટે ખાતાની પ્રમાણિત એવી લાયકાત જોઇએ. એવી લાયકાત અમારી બાલાઓ ધરાવતી નથી. અમને પણ ખાતાની આવી પરીક્ષા અપાવવાનું હજી સુધી દુરસ્ત લાગ્યું નથી. તેથી અમે જ વર્ધાયોજનાની સંસ્થા ઊભી કરીએ છીએ. અત્યારે એવી ત્રણ ચાર શાળાઓ અમારા તરફથી ચાલે છે. એના પરિણામ પરથી અમારી બાલાઓ કેવું કામ કરી શકે છે, ને બાલકોમાં કેવો દીવો પ્રકટાવી શકે છે તેનો ખ્યાલ આવશે.

વર્ધાયોજનાનો એક મુદ્દો તો ઉત્પાદક ધંધામાંથી શાળાનો શક્ય તેટલો ખરચ કાઢવાનો અને બીજો મુદ્દો મજૂરી દ્વારા બાલકને કેળવવાનો અને પૂર્તિરૂપે તેમાં જેટલા ભણતરની જરૂર પડે તેટલું ભણતર તેને આપી દેવાનો છે. એટલે અમે વર્ધાયોજના મુજબની જે શાળા ચલાવીએ તેમાંથી શાળાનો શકય તેટલો ખરચ તો નીકળવો જ જોઇએ. જો તેમ ન થઈ શકે તો આપણી ગરીબ પ્રજા કદી પણ કેળવાવાની નથી.

હું—તમે કાઢેલી શાળાઓમાંથી અત્યાર સુધીમાં શો અનુભવ થયો છે?

**મુ. સં.**—અમારી બહેનો પોતાની મહેનત દ્વારા પોતાનો ખરચ મેળવી લેવા યત્ન કરે છે. વળી છોકરાં પાસે તેઓ જે ઉદ્યોગ કરાવે છે તેમાંથી પણ કંઇક આવક થાય છે. પરિણામે શાળા મોટે ભાગે સ્વાશ્રયી હોય છે. આ રીતે અમને તો અનુભવ થયો છે કે આપણાં ગામડાં માટે શાળા વગર પૈસે કે ઓછામાં ઓછા ખરચે સ્વાશ્રયના ધોરણે ચલાવવાનું શક્ય છે. પણ એને માટે અમુક શરતો છે:

૧. શિક્ષક પોતાની મહેનતમાંથી આજીવિકા મેળવી લેવાની તાકાત વાળો હોય, ૨. તેનું જીવન સાદું, સરળ, સંતોષી ને પવિત્ર હોય, ૩. મારા દેશની ગરીબ પ્રજાને મારે કેળવવી છે, ને તેમાં જ મારું જીવન ગાળવું છે એવા નિશ્ચયવાળો હોય. આ ત્રણ શરતો જે શિક્ષક પૂરી કરી શકે તે ગામડાંની સ્વાશ્રયી શાળાઓ ચલાવી શકે. આવા શિક્ષકો આકાશમાંથી પડવાના નથી, કે જમીનમાંથી ઊગી નીકળવાના નથી. આપણે એવા શિક્ષકો તૈયાર કરવાના છે. અમારો આશ્રમ તેમ કરવા માટે ઉત્તમ સંસ્થા છે. આવાં કેન્દ્રો ઠેરઠેર નીકળવાં જોઇએ, ને તેમાં ઘડાયેલ ભાઇબહેનો દ્વારા આવી સંસ્થાઓ ચલાવવી જોઇએ. વર્ધાયોજનાની શાળાઓ માટે મને તો આ સિવાય બીજો કોઈ માર્ગ દેખાતો નથી.

વળી શિક્ષક જો જંજાળી ને વ્યવહારી હશે તો પણ તે ચાલી શકશે નહિ. કારણ કે તેણે વધારે પડતા ખરચાળ થવું પડશે, ને અલ્પસંતોષી નહિ રહી શકે. વળી તેના ઘરનાં મોટી ઉંમરનાં બધાં કોઈ ને કોઈ ઉત્પાદક કામ કરતાં હોવાં જોઈએ. આમ થાય તોજ ઘરનાંની આજીવિકાનો બોજો શિક્ષકની કમાણી પર ન પડે. જો ઘરનાંની આજીવિકાનો બોજો શિક્ષક પર પડે તો તેને વધારે વેતન લેવાની જરૂર ઊભી થાય. વળી જો શિક્ષક સમાજવ્યવહારનાં લફરાંમાં અટવાઈ જાય તો તેણે ખરચાળ થવું જોઈએ અને તે સમાજને દોરવાને બદલે સમાજથી દોરવાઈ જાય. એ રીતે તે આવી શાળામાં ન નભી શકે. મતલબ કે તે તેજસ્વી અને સમાજથી દોરાવાને બદલે સમાજને દોરવાની તાકાતવાળો જોઈએ.

## ૧૧

# શિક્ષકો સંબંધે

**હું**—તમારા આશ્રમમાં તમે શિક્ષકો શી રીત મેળવો છો?

**મુ. સં**—પ્રશ્ન મહત્વનો છે. મોટા ભાગની સંસ્થાઓમાં બને છે એવું કે સંસ્થાનાં ધ્યેયો ને અભિલાષાઓને પાર પાડનાર શિક્ષકો ન મળવાથી કંસારને બદલે થૂલી થઈ જાય છે. સંસ્થાને અનરૂપ શિક્ષકો મળવા એ ઘણું મુશ્કેલ છે, અને તેમાં બહેનો માટેની સંસ્થા માટે તો ખાસ.

હું જે સંસ્થામાં કામ કરતો હતો ત્યાંનો મારો અનુભવ હતો કે લાયક શિક્ષકો મહા મહેનતે પણ મળી શક્તા નહોતા; જેવા મળે તેવાથી ચલાવવું પડતું, ને પરિણામે એ સંસ્થા જેવી થવી જોઈતી હતી તેવી થઇ શકી નહિ.

અમારા આ આશ્રમને માટે તો જવલ્લેજ કોઈ મળી શકે. પણ અમે તો પહેલેથી નક્કીજ કરી મૂક્યું છે કે ગમે તેવી વ્યક્તિને

શિક્ષક તરીકે રોકતી જ નહિ જે વ્યક્તિ અમારા આશ્રમમાં કામ કરવા માગતી હોય તેણે બે વરસ આશ્રમમાં રહીને વિદ્યાર્થીની જેમ ઘડાતું રહેવું એ બે વરસના ઘડતર અને અનુભવ પછી શિક્ષક તરીકે કામ કરવાને યોગ્ય લાગે તો તેને અમે રોકી લઈએ.

હું—બે વરસ સુધી ઘડાતું જોઈએ? કોઈ બી. એ., જી. એ., કે સ્નાતક થએલું હોય તો શું?

**મુ. સં.**—ગમે તે હોય, પણ તેણે અહીંના ઘડતરમાંથી પસાર થવું જ રહ્યું. મને તો અનુભવ થઈ જ ગયેલો છે કે બી. એ. કે જી. એ. થયેલાંમાંથી મોટે ભાગે થોથાં વાંચેલાં હોય છે એટલું જ: એને પોતાનાં કામો કરતાં ન આવડે, ગૃહકાર્યો કે કોઈ ઉદ્યોગ ન આવડે, ને સફાઈની દૃષ્ટિ ન મળે. કપડાંમાં સાબુ કેટલો નાંખવો તેની પણ તેને ગમ ન મળે. આવુંઆવું તો કેટલુંય ન આવડે. અને છતાં ઘમંડનું તો પૂછવું શું? સ્વતંત્રતાને નામે તેનામાં નમ્રતા નથી હોતી, પણ ઉદ્ધતાઈ હોય છે. એના મનમાં તો એમ હોય છે કે હું હવે આવડત અને જ્ઞાનને શીખરે છું, એટલે મારે કોઈની પાસેથી કંઈ શીખવાનું નથી, યા મારી ભૂલ કદી થાય જ નહિ, અને તેથી કોઈએ મારી ભૂલ કાઢવાની ન હોય. વળી એનાથી થોડું ભણેલાંની સાથે તે ભળી શકે નહિ, અને તેથી જમાલભાઈના જુદા ચોકા જામે.

પુસ્તકો સિવાય તેને બીજું કંઈ સૂઝતું નથી. ઉદ્યોગ દ્વારા સંગીન કેળવણી મળે છે એ એના મગજમાં ભાગ્યે જ ઊતરે છે. અને તેથી તેનો બધો ઝોક પુસ્તકો વાંચવા અને લખાણ લખવા કે ભાષણો ને ચર્ચાઓ કરવા તરફ હોય છે. છોકરીઓ ખૂબ પુસ્તકો વાંચે, લખે, ચર્ચાઓ કરે ને વ્યાખ્યાનો આપે તો જ તેઓ કેળવાય એવી એની માન્યતા હોય છે. એની એ માન્યતામાં મીનમેખ કરવી અઘરી છે. આવા શિક્ષકને રોકવાથી શો લાભ? કામનો એને કંટાળો આવે. મને

બરાબર અનુભવ છે કે કોઠારકામ ન આવડે તેને તે કામ સોંપવું પડતું, રસોઇ ન આવડે તેને તે કામની દોરવણી સોંપવી પડતી, કાંતતાંપીંજતાં ન આવડે તેને તે કામ સંભાળવાનું રહેતું. આવી કફોડી સ્થિતિ હું જે સંસ્થામાં કામ કરતો હતો ત્યાં હતી. વરસોથી કાંતવા છતાં પણ રેંટિયો સરળ કેમ ચાલે, અથવા તે ભારે શાથી થઇ જાય છે એની ગતાગમ ન આવી હોય એવાં શિક્ષકો અમારી તે સંસ્થામાં હતાં.

આ અનુભવ પરથી મેં તો ગાંઠ જ વાળી હતી કે બે વરસના ઘડતર પછી જ કોને લેવાં ને કોને ન લેવાં એ નક્કી કરવું; ત્યાં સુધી એ વ્યક્તિઓએ આશ્રમ જીવનમાં ઘડાવું રહ્યું. અમે પોતે એક વરસ ઘડાયાં જ હતાં ને? તો નવીન આગંતુકને બે વરસના ઘડતર વિના ન ચાલે.

હું—તમે કહો છો એવું અમારી સંસ્થામાં પણ છે. પોતાની નબળાઇઓ કાઢવા મથવાને બદલે તેમાં તેઓ ગૌરવ લે છે; અને કોઈ બાબત સંબંધ કહો તો તરત જવાબ મળે છે કે 'અમે કંઈ સાધુ નથી બની ગયેલ, શિક્ષકોને ગળે જ ઘંટીનું પડ બાંધેલું હોય છે, એટલે તે પોતે જ તરી ન શકે તો બીજાંને શી રીતે તારી શકે? એનું પોતાનું જીવન જ શ્રમજીવી ન હોતાં બુદ્ધિજીવી હોય તો તે બીજાંને શ્રમજીવી શી રીતે બનાવી શકે? એને પોતાને ખોટી ટેવો હોય તો તે વિદ્યાર્થિનીઓને સારી ટેવો શી રીતે પાડી શકે? એને પોતાને આગળ ખસવું ન હોય તો બીજાંને તે શી રીતે ખસેડી શકે?

વારુ, તમને શિક્ષકો મળી રહે છે ખરા?

**સુ. સં.**—ભાગ્યે જ. અમારો આશ્રમ જોવા કોઇકોઈ આવે, તેને અહીં ગમી જાય તો તે અહીં રહી જાય, અને અહીંના જીવનમાં ઘડાય. એ રીતે કોઈક જ મળી રહે છે. અત્યાર સુધીમાં બેત્રણ જ મળેલ છે.

હું—ત્યારે તમે શિક્ષકો માટે શું કરો?

**મુ. સં.**—મારી તો ખાતરી થઈ છે કે બહારથી શિક્ષકો લેવામાં બહુ માલ આવતો નથી. આપણી પોતાની સંસ્થામાંથી તૈયાર થયેલમાંથી જેને શિક્ષક તરીકે રોકાઈ જવું હોય તેને તૈયાર કરી લેવા સિવાય બીજો કોઈ માર્ગ નથી, એવો મારો તો અનુભવ છે. અમારી આ સંસ્થા માટે અમે એમજ કરીએ છીએ, અને તેથી કામ સરળ ને એક રાગે ચાલે છે.

હું—તમારી વાત બરાબર છે. તમે બહેનોની સંસ્થા માટે બહેનો જ લેવાના મતના છો?

**મુ સં.**—બહેનો જ લેવી જોઇએ એમ નથી. હું પોતે પુરુષ જ છું ને? પણ, લાયક બહેનો મળી રહેતી હોય ત્યાંસુધી પુરુષને રોકવાની ઝંઝટમાં ન પડવામાં ઘણી તકલીફો ઓછી થઈ જાય એમ મારું માનવું છે. પણ પુરુષો નથી જ રોકવા એમ કરીને ગમે તેવી બહેનો રોકવાથી તકલીફ ઘણી વધી જાય છે એવો પણ મારો અનુભવ છે. પુરુષો ધારે તો વિગતોની બાંધછોડ કરીને એકરાગે કામ કરી શકે; પણ બહેનોમાં એ બનવું કંઈક **મુશ્કેલ** લાગે છે. પુરુષોમાં વાડા બંધાઈ જવાનો એટલો ભય નથી, જેટલો બહેનોમાં છે. પણ બહેનો આવી બાબતોથી પર ન હોય એમ મારું કહેવું છે એમ રખે માનતા. અમારે અહીં બહેનોની સંખ્યા જ વધારે છે; છતાં બધાં એકરાગે અને કોઈ જાતની વિસમતા સિવાય કામ કરે છે. ટૂંકામાં એટલું જ કે લાયકને રોકવાં, અને લાયકાતવાળી બહેન મળતી હોય તો પુરુષ કરતાં તેને પહેલી પસંદગી આપવી; અમે આ નીતિ રાખી છે.

હું—આવી સંસ્થામાં પુરુષો વિના ન જ ચાલે એમ તમે માનો છો?

**મુ. સં.**—હમેશ માટે નહિ. પણ જ્યાંસુધી બહેનો ઘડાઇને બધી રીતે તૈયાર ન થઈ જાય ત્યાંસુધી આવી સંસ્થામાં બંનેએ

કામ કરવાની જરૂર રહેશે જ. પણ બહેનોની સંસ્થા છે માટે ઊંધું ઘાલીને પુરુષ માત્ર સામે જેહાદ પોકારવી એ વાજબી નથીઃ ભાઈઓ અને બહેનો હળીમળીને કામ કરે એ હાલના સંજોગોમાં જરૂરી છે.

**હું**—શિક્ષકો તો તમે ગાળીગાળીને લો છો એ બરાબર છે. પણ તેમના વેતનખરચ માટે તમે શું કરો છો?

**મુ. સં.**—મેં પહેલાં કહ્યું તેમ જંજાળી અને વ્યવહારમાં રચ્યાંપચ્યાંને અમે શિક્ષક તરીકે લેતા જ નથી. એટલે અમારે મબલક વેતનની જરૂર રહેતી નથી. જરૂરિયાત મુજબ અમે વેતન આપીએ છીએ. ના, એને વેતન ન કહેતાં પુરસ્કાર કહેવું એ વધારે વાજબી છે. છતાં માસિક ચાળીસથી વધારે તો કોઈને ન જ આપવા એમ અમે ઠરાવ્યું છે. સાદું, સરળ, ને પવિત્ર આશ્રમજીવન જીવવા માટે પાંચ છ જણના પરિવાર માટે આટલી રકમ બસ છે. બધું જાતે જ કરી લેવાનું, અને ઘરનાં નાનાંમોટાંએ પણ ઉત્પાદક કામ કરવાનું જ હોય છે એટલે ઝાઝાં નાણાંની જરૂર પડે નહિ.

અમારામાંથી ઘણાં તો જંજાળી નથી જ, ને તેથી તેમને માસિક પંદરવીસથી વધારેની જરૂર પડતી નથી.

**હું**—પ્રોવિડંટ ફંડ, કે કંઈ બચત પડે એવી યોજના રાખી છે કે?

**મુ. સં.**--પ્રયોગવીરતા અને સલામતી એ બંનેને ઉંદરબિલાડીનો મેળ છે. સલામતી શોધનારથી અખતરા ભાગ્યે જ થાય. એટલે સારા પગાર, ક્રમેક્રમે બઢતી, પ્રોવિડંટ ફંડ, માંદગીની ને હકની રજાઓ એવું કંઈ પણ અમે રાખ્યું નથી. આશ્રમ જ અમારું ઘર, મરતાં સુધી અમારે એમાં જ રહેવાનું. દરેક જણ ખરચ જોગું લે.

**હું**—એ તો ઘણું ભારે કહેવાય. શરૂઆતમાં આમ નભે, પણ સંસ્થાનો વિકાસ થાય ને કર્મચારીઓની સંખ્યા વધે ત્યારે ખરચ જોગું લેવાની યોજના કામ ન આપે.

**મુ. સં.**—એવી સ્થિતિ આવે ત્યારે સંસ્થાનો વિકાસ થવાને બદલે સંકોચ થયો છે એમ હું તો માનું.

**હું**—જંજાળની વાત જવા દઈએ; સલામતીની વાત જવા દઈએ. પણ બિમારી વખતે શું ? એ તો ઘણાંના અનુભવની વાત છે કે પાસે પૈસો હોય તો બિમારી વખતે કામ લાગે, ને ન હોય તો રવડી જવાય.

**મુ. સં.**—બિમારીમાં આશ્રમમાંજ રહીને ઉપચાર કરવાની વ્યવસ્થા રાખી છે. વૈદ્યડાક્તરોની મદદ અમને મફત મળે છે. અસામાન્ય ખરચ કરવો પડે એવા ઉપચાર કરવાકરાવવાની અમારી તાકાત નથી. પણ શ્રમજીવીઓનું જીવન જીવવું હોય તો આ બધી તકલીફો વેઠવી રહી. ખેડૂત કે મજૂરને પ્રોવિડંટ ફંડ કોણ આપે છે? એને માંદગીની રજા ક્યાં હોય છે? એને હક્કની રજાઓ ક્યારે મળે છે? ખરચાળ દવાદારુ વિના એને જીંદગી કાઢવી પડેજ છે ને? અમારે પણ તેની જેમ જીવવું હોય તો તેને જે બિન સલામતીમાં ને જોખમમાં રહેવું પડે છે તેનો થોડો ઘણો અનુભવ અમારે પણ મેળવવો રહ્યો. અને લાખો ઉપાયો કર્યે તૂટી તેની બૂટી ક્યાં છે?

વળી અમે જીવનજ એવું જીવીએ છીએ કે અમને બિમારી ક્વચિતજ આવે છે.

**હું**—આ તો લોઢાના ચણા ચાવવા જેવું છે.

**મુ. સં.**—વાત એમ છે તો ખરી. પણ આ સિવાય આપણે માટે મને તો બીજો કોઈ માર્ગ દેખાતો નથી.

અમને વધારે નાણાંની જરૂર ન પડે એનું બીજું પણ કારણ છે. અમારે ત્યાંની ચાર વરસની તાલીમ પૂરી થયા પછી દરેક બાલા બે વરસ સંસ્થામાં કામ કરે એવી અમે અપેક્ષા રાખી હોય છે એ બહેનો અમને ખૂબ મદદ રૂપ થાય છે; તેઓ પણ ઘડાય છે, ને આગળ વધે છે: તેઓ એ બે વરસ વિદ્યાર્થીશિક્ષક હોય છે એમ કહેવાય.

હું—તમે ઉકેલ કાઢયો છે તેવો નીકળી શકતો હોય તો સોનામાં સુગંધ! વારુ, કામની બાબતમાં શું હોય છે? શિક્ષકોને કેટલા કલાકનું કામ રોજ અપાય?

મુ. સં.—એવો કોઇ નિયમ નથી. કામ કરનાર દરેક જણ શક્ય તેટલું કામ કરી છૂટવા ઉત્સુક હોય છે. જેમ વધારે કામ મળે તેમ તે પોતાને વધારે ભાગ્યશાળી ગણે. આમ તો ચોવીસેય કલાક તે કામ પર જ છે એમ કહેવાય; પણ કામના કલાકો ગણીએ તો રોજના આઠથી દસ કલાક તો થાય.

હું—આટલું બધું કામ કરવાનું હોય, તો પછી તેમને વાંચવા-વિચારવાની નવરાશ ક્યારે મળે? અને આટલું બધું કામ કરીકરીને તો શરીર ઘસાઈ જાય, થાકી જવાય, કંટાળો આવે.

મુ. સં.—આજના જમાનાને વાંચવાવિચારવાનો એક પ્રકારનો રોગ લાગુ પડ્યો છે. રોજ સ્વાધ્યાય માટે સવારસાંજ થઇને કલાક દોઢ કલાક મળે તે બસ છે એમ અમે માનીએ છીએ. અમારું જીવન શ્રમથી ભરેલું છે; એને લીધે શરીર કસાય છે ને તેથી હમેશાં સ્ફુર્તિ રહે છે, ને થાક, કંટાળો કે ઘસારો એવું કંઇ પણ જણાતું નથી. વળી નવરું બેઠું નખ્ખોદ વાળે એ અક્ષરશઃ સાચું છે. કામમાં પરોવાયેલાં રહેવામાં જ સાચું હિત છે.

દર અઠવાડિયે અનધ્યાય હોય છે ત્યારે કામના ફેરફાર રહે છે. બહાર જવુંકરવું હોય કે કોઇને મળવુંહળવું હોય તો ત્યારે તેમ કરી શકાય છે.

વળી વરસમાં બે વખત રજાઓ રાખી હોય છે. તે વખતે અર્ધી વિદ્યાર્થિનીઓ અને અર્ધા શિક્ષકો અર્ધી રજા ભોગવે, ને બીજી અર્ધી સંખ્યા રજાનો બીજો અર્ધો ભાગ ભોગવે જેઓ તે વખતે આશ્રમમાં કામ પર રહે તેમને અનધ્યાય હોય છે, એટલે અવકાશ ઠીક ઠીક મળે છે. એ વખતે વાંચવાવિચારવાનાં કામ કરી શકાય છે. સત્રના અભ્યાસની તૈયારી ત્યારે કરવાની રહે છે.

હું—સમજ્યો. બહેનોની સંસ્થામાં સ્ત્રીપુરુષોના સંબંધો બાબત કોઇ મર્યાદાની જરૂર છે એમ તમને લાગે છે ખરું ?

**મુ. સં.**—આપણો સમાજ જે કક્ષાએ ઊભેલો છે, તે જોતાં અમુક મર્યાદાની જરૂર છેજ. વળી જો સાદું, અને પવિત્ર જીવન ગાળવું હોય તો પણ અમુક મર્યાદા જોઇએજ. જેઓ આજીવન કુંવારાં રહી બ્રહ્મચર્ય પાળવા ઇચ્છતાં હોય તેમણે તે જીવનને પોષે એવા પ્રકારની મર્યાદાઓ પોતાની ઉપર મૂકવી રહી.

હું—તમારે ત્યાં આ બાબતમાં કેવા પ્રકારની મર્યાદાઓ પળાય છે ?

**મુ. સં.**—અમે શિક્ષક ભાઇઓ અને બહેનો પરસ્પર એકાન્તમાં કદી મળતાંહળતાં, બેસતાંઊઠતાં કે વાંચતાંવિચારતાં નથી. શિક્ષક અને શિક્ષિકા યા વિદ્યાર્થિની અને શિક્ષક પોતાને જે કંઇ કરવું હોય તેને માટે એકાન્ત કદી ન જ સેવે. આ નિયમનું અમે કડકમાં કડક પાલન કરીએ છીએ. અમને શિક્ષકશિક્ષિકાઓ તરફ શંકા હોય છે માટે આમ કરીએ છીએ એમ ન સમજશો. એકાન્ત સેવનમાંથી કેવાં અનિષ્ટ પરિણામો આવે છે તેનો અનુભવ મને મારી આગલી સંસ્થામાંથી થઇ ગયો હતો. એટલે ચેતતા નર સદા સુખી એમ અમે આ બાબતમાં માનીએ છીએ.

અમારે અહીં સ્ત્રીપુરુષો કામને કારણે પરસ્પર છૂટથી હળેમળે છે, વિચારોની આપલે કરે છે, ને બે ઘડી વિનોદ પણ કરે છે, છતાં એ બધામાં અમુક મર્યાદા તો રહે જ છે. કઇ વખતે નબળી ક્ષણ આવી જાય એનું શું ઠેકાણું ? અને 'હું પડીશ નહિ' એવું અભિમાન કોણ કરી શકે ? અમારામાંથી કોઇને એ અભિમાન નથી, અને તેથી દરેક સાવધ રહેવામાં સલામતી સમજે છે.

વળી અમે એ પણ નિયમ રાખ્યો છે કે સમાજની જે રૂઢિઓ યા સમાજનાં જે બંધનો શારીરિક, નૈતિક કે આધ્યાત્મિક નુકસાન

કરનારાં ન હોય તે પૂરેપૂરાં પાળવાં. જૂનું તેટલું બધું ત્યાજ્ય અને નવું તેટલું બધું ગ્રાહ્ય એમ અમે કદી માનતાં નથી. ઉ. ત. તમે અહીં જોશો કે બહેનોનાં માથાં ખુલ્લાં નથી હોતાં, કે વાળ કાનને ઢાંકી દે એ રીતે હોળેલા કે બાંધેલા નથી હોતા વગેરે.

માથું ખુલ્લું રાખવાથી આભ તૂટી પડવાનું છે કે ભારે ઊથલ-પાથલ થઈ જવાની છે એમ નથી. તેમ ઢાંકવાથી સ્વતંત્રતા નાસી જવાની છે, યા આવડ ઘટી જવાની છે કે શરીર અને મનને નુકસાન થઇ જવાનું છે એમ પણ નથી. ખુલ્લું રાખવામાં ફાયદો નથી, ને ઢાંકવામાં નુકસાન નથી. તો પછી જ્યાં ઢાંકવાનો રિવાજ છે, ને ન ઢાંકવામાં અછકલાપણું મનાય છે ત્યાં ન ઢાંકવાની મનસ્વિતાની: શી જરૂર? જનસમાજમાં જેને કામ કરવું છે ને સમાજને જે દોરવાની કે ઘડવાની મુરાદ સેવે છે, તેણે સિદ્ધાન્તની બાબતમાં મક્કમ રહેવું—સમાજથી જુદા પડીને પણ મક્કમ રહેવું—અને જેમાં શારીરિક કે નૈતિક કશુંય નુકસાન ન હોય તેવી બાબતોમાં लोकविरुद्धं ना चरणीयं ना करणीयम् । સમાજના રિવાજો યા બંધનોને પૂરી ચીવટથી વળગી રહેવું. આમ કરનાર સમાજને દોરી શકે યા ઉપયોગી થઇ પડે. જેઓ એમ નથી કરતાં તેઓ સમાજથી અલગ પડી જાય છે, એક નવો વાડો કરી બેસે છે, ને સમાજ તેમના પ્રત્યે ઉપેક્ષા રાખી ઉદાસીનતા સેવે છે.

અમારે અહીં તમે શ્રમજીવીઓના ઘણા રિવાજો ચીવટથી પળાતા અને ઘણાને તિલાંજલી આપેલી જોશો.

**હું**—પહેરવાઓઢવાની ટાપટીપ અને ફેશનો બાબતમાં તમારું શું માનવું છે?

**મુ. સં.**—અમે તો સાદાઈમાં શ્રદ્ધા રાખનાર છીએ, ને સમાજ પણ સાદાઈ શીખે એમ ઇચ્છીએ છીએ. તેથી અમારે અહીં પહેરવાઓઢવામાં સાદાઈ જ રહે છે. આવી બાબતોમાં શિક્ષકો

અને શિષ્યાઓ બંને માટે સરખા જ નિયમો છે. વિદ્યાર્થિનીઓએ સાદું પહેરવુંઓઢવું ને ખાવુંપીવું અને શિક્ષકોએ ફાવે તેમ કરવું એ બરાબર નથી. અમે અહીં આવી શિથિલતા લગારેય ચલાવી લેતાં નથી. ઘરેણાં જો વિદ્યાર્થિની માટે નિષિદ્ધ છે તો તે શિક્ષક માટે પણ નિષિદ્ધ જ હોય; વ્યસન વિદ્યાર્થિની માટે નિષિદ્ધ છે તો તે શિક્ષક માટે પણ છે જ. વળી અમે તો ફેશનમાં પડતી દેખીએ છીએ. જાણ્યેઅજાણ્યે પણ સામાને આકર્ષવા માટે જે કંઇ કરવામાં આવે તેમાં જીવન ચડવાને બદલે પડે. અને જેઓ વ્રતધારી છે તેમણે તો આ બાબતમાં ખાસ જાગ્રત રહેવું જરૂરી છે.

શિક્ષક એ માત્ર ભણાવનાર નથી, પણ ચિરાગ પ્રકટાવનાર છે. તેથી તેનું જીવન સ્ફટિક જેવું શુદ્ધ ને પારદર્શક જોઇએ – ન હોય તો તેવું કરવાને તે સતત પ્રયત્નશીલ રહે.

મારો અનુભવ કહે છે કે શિક્ષકનાં આચરણથી જે અસર થાય છે તે તેનાં ભાષણોથી નથી થતી. જે શિક્ષકો સતત જાગ્રત રહી જીવનને સુધારવા યત્નશીલ નથી રહેતા તે શિક્ષક તરીકે દેવાળિયા બને છે. 'અમે કંઈ સાધુ નથી બની ગયાં, અમને પણ સામાન્ય મનુષ્યોની જેમ વ્યવહાર છે,' આવી દલીલ કરીને જેઓ આગળ વધવાની ના પાડે છે તે શિક્ષકના કામ માટે લાયક ન ગણાય.

## ૧૨

# શિસ્ત ને સંચાલન

હું—હવે મારે એક બે વાત પૂછવાની રહે છે. અહીંના સંચાલન માટે કેવી પ્રથા રાખી છે? બધાં કર્મચારીઓ પોતાની મરજી મુજબ કામ કરે કે પછી કોઇ એક જણની મરજી મુજબ?

**મુ. સં.**—બધાં કામોની – આખા આશ્રમની બધી રીતની – ત્રેવડની જવાબદારી મુખ્ય સંચાલકની છે. એનો નિર્ણય એ

છેવટનો નિર્ણય. એ નિર્ણય મુજબ દરેકે કામ કરવું જ જોઇએ એમાં કોઈ સહેજ પણ શિથિલ રહી શકે નહિ. આશ્રમને માટે શું શું કરવા જેવું છે, કયા કામમાં કેવા ફેરફાર કરવા જેવા છે, કયા કામની કેવી પદ્ધતિ વધારે સારી પડે વગેરે સંબંધે તે છેવટનો નિર્ણય કરે છે, ને તેનો અમલ બધાંને કરવાનો હોય છે.

હું—મુખ્ય સંચાલક જ બધું વિચારી લે તો પછી બીજાંએ વિચારવાનું જ નહિ? 'બાબા વાક્યં પ્રમાણમ્' કરવાનું? વિચારની આ ગુલામી ન ગણાય?

મુ સં.—ના, એમ નથી. જેને જે કામ સુપ્રત થયેલું હોય, એ ઉત્તમ રીતે કેમ થાય તેનો વિચાર તેણે કરવો જ રહ્યો – એ સંબંધે એ વિચારે નહિ એ ન ચાલે; તો તો તેનો વિકાસ જ અટકી જાય ને માનસિક ગુલામી તેનામાં આવી જાય. એ આખા આશ્રમના સંચાલન સંબંધે પણ જરૂર વિચારે. આશ્રમની એક વ્યક્તિ તરીકે એણે એમ કરવું જ જોઇએ. પણ એણે પોતાના વિચારો મુખ્ય સંચાલક સમક્ષ રજુ કરવા જોઈએ, અને તેની સાથે ચર્ચા કરી તેમની યોગ્યતા સંબંધે તેને ખાતરી કરી આપવી જોઇએ. એ પછી મુખ્ય સંચાલકની મંજૂરી મળે તો જ તે પોતાના તે વિચારોનો અમલ કરી શકે.

હું—મુખ્ય સંચાલક એ વિચારો સ્વીકારે નહિ તો?

મુ. સં.—તો એ વિચારો મુજબ તે વરતી શકે નહિ. એણે એ સંયમ કેળવવો રહ્યો; એટલું શિસ્તપાલન તેનામાં હોવું જ જોઇએ.

હું—પોતાના અંતરાત્માને કોઈ શી રીતે દબાવી શકે?

મુ. સં.—અંતરાત્માને દબાવવાની વાત જ નથી. અમુક શિક્ષકે જે વિચાર્યું તે જ સાચું છે એમ શી રીતે કહી શકાય? એ બાબતનો કોઇએ નિર્ણય તો કરવો જ રહ્યો ને? એ નિર્ણય મુખ્ય સંચાલક કરે છે. એના ડહાપણમાં અમને સૌને એટલી શ્રદ્ધા હોય છે કે એ

જે કરશે તે આશ્રમના હિત માટે હશે. જો એ શ્રદ્ધા ન હોય તો શિસ્તપાલન ન ટકે અને શિસ્તપાલન ન હોય તો અખતરો થઇ શકે નહિ, સંસ્થા બરાબર ચાલી શકે નહિ.

આમ છતાં કોઇને એમ જ લાગે કે મુખ્ય સંચાલકની મરજી મુજબ કરવામાં મારે અંતરાત્માને દબાવવો પડે છે તો તેને સંસ્થામાંથી છૂટા થવાનો માર્ગ ખુલ્લો જ હોય છે. સંસ્થાની શિસ્ત કોઈ પણ બહાને કે અંદરના અવાજને નામે પણ કોઈ તોડી શકે નહિ.

હું—એવી રીતે કોઇને છૂટાં થવું પડ્યું છે ?

**મુ. સં.**—ના, હજી સુધી કોઇને છૂટાં થવું પડ્યું નથી. એ વરસના ઘડતરનો જે નિયમ રાખ્યો છે તે અમને ખૂબ ઉપયોગી થઇ પડ્યો છે. કોણ શિસ્તપાલન કરે એમ નથી તેની ખબર એ સમય દરમિયાન પડી જ જાય છે.

હું—કેટલાંક તેજસ્વી અને શક્તિશાળી હોય છે. પણ પોતે માને એ જ ખરું, અને તે મુજબ સંસ્થામાં પણ ફેરફાર થવા જ જોઇએ એમ જીદવાળાં હોય છે. તેમનું શું થાય ?

**મુ. સં.**—એવાં વડે સંસ્થા ન ચાલી શકે. સ્વાતંત્ર્યને નામે સ્વચ્છંદ પોષાય અને સંસ્થા વેડફાઇ જાય. તેજ અને શક્તિની સાથે શિસ્તપાલન ન હોય તો ઘણું નુકસાન થાય. ભારે જલપ્રવાહને નદીના બે કિનારા ન મળ્યા હોય, એટલું બંધન તે ન સ્વીકારે, તો એ જલપ્રવાહ જગતને લાભ કરવાને બદલે હાનિ કરે, ભયંકર વિનાશ વરતાવે. તેજ અને શક્તિના થનગનતા ઘોડાને સંયમના ચોકડાની જરૂર છે.

હું—તો એમ સમજવું કે મુખ્ય સંચાલક કરે એ જ થાય ?

**મુ. સં.**—ના, એમ નથી જ. દરેક કર્મચારી અને દરેક આશ્રમવાસી આશ્રમના ઉત્કર્ષ માટે વિચારે. એ વિચાર તે બીજાંની પાસે રજુ કરે, અને છેવટે મુખ્ય સંચાલકની મંજૂરી મેળવે. એ મંજૂરી

ન મળે ત્યાં સુધી કંઈ ન કરી શકાય. ઉપરથી જોતાં આમાં મુખ્ય સંચાલક જ કર્તાહર્તા જણાય છે, પણ વ્યવહારમાં તેમ નથી. કર્મચારીઓમાં પરસ્પર નિખાલસતા છે, ને મુખ્ય સંચાલક પર બધાંને શ્રદ્ધા છે તેથી બધાં કામ સરળતાથી ચાલે છે, અને કોઈને ગેરવાજબી અંકુશ લાગતો નથી, કે અંદરના અવાજને દબાવવા જેવું જણાતું નથી, કે વિચારોની ગુલામી ભોગવવી પડતી નથી.

**હું**—પ્રત્યેક બાબતથી મુખ્ય સંચાલકને વાકેફ રાખવા જોઈએ ખરા ?

**મુ. સં.**—જરૂર છેવટની જવાબદારી તેની છે વળી આશ્રમનાં જુદાં જુદાં ખાતાં મળીને આશ્રમનું જે આખું અંગ બને છે તે અંગનો સમગ્રપણે ખ્યાલ જેટલો મુખ્ય સંચાલકને હોય તેટલો બીજાંને ન હોય. તેથી દરેક કર્મચારીએ પોતાના કામથી મુખ્ય સંચાલકને વાકેફ રાખવાના હોય છે, એટલું જ નહિ પણ આગળના કામની સૂચનાઓ પણ તેની પાસેથી લેવાની હોય છે.

**હું**—મુખ્ય સંચાલકનું કામ શું ?

**મુ. સં**—આશ્રમના બધા એકમો સંવાદિતાથી–એક રાગથી–કામ કરે, દરેકને તેના કામની સૂઝ મળે, ને આશ્રમ ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ થતો જાય એમ કરવાનું કામ મુખ્ય સંચાલકનું છે. આશ્રમના પ્રત્યેક કર્મચારીના વિચારોથી તે વાકેફ રહે છે, ને પ્રત્યેક કર્મચારીની મુશ્કેલીઓનો તે ઉકેલ કરે છે.

આશ્રમને અંગે જે કોઈ પત્રવ્યવહારો કે લેવડદેવડો કરવાનાં હોય તે મુખ્ય સંચાલક કરે છે. કોઈ મુલાકાતે આવે તો તેને આશ્રમ બતાવવાનું કામ તે કરે છે, ને આશ્રમ સંબંધે તેને જે કંઈ વાતચીત કરવી હોય તે તેની સાથે કરવાની હોય છે. આખા આશ્રમની બધી જવાબદારી તેને શિર હોવાથી તે કોઈ અમુક કામમાં જોડાયેલા ન રહેતાં છૂટા જ રહે છે.

હું—બહારના જગત સાથેનો આશ્રમનો સંબંધ મુખ્ય સંચાલક દ્વારા હોય છે?

**મુ. સં.**—હા. આશ્રમની વતી જે કંઈ કરવાનું હોય તે મુખ્ય સંચાલક દ્વારા જ કરાય છે.

હું—આશ્રમનાં બીજાં કર્મચારીમાંથી કોઇને ક્યાંઈ કામ કરવા જવા વગેરેની છૂટ ખરી કે નહિ?

**મુ. સં.**—ના. દરેક આશ્રમની પોતાની પ્રવૃત્તિમાં જ મગ્ન રહેવાનું હોય છે. કોઇ જગાએ વ્યાખ્યાન આપવા જવું, કોઇ કમિટી પર રહેવું કે એવી બીજી ફાલતુ જવાબદારી લેવી એ મુખ્ય સંચાલક સિવાય બીજા કોઇને માટે અમે રાખેલ નથી. એવું તેવું જે કંઈ કરવાનું હોય તે મુખ્ય સંચાલક કરે એ જ બરાબર છે.

હું—ત્યારે પછી બીજાંને બહારના જગતનો અનુભવ ક્યારે મળે? તેઓ બીજાંના સંપર્કમાં ક્યારે આવે? ને આમ ચાલે તો પછી તેમનામાં સંકુચિતતા આવે–કૂપમંડૂકતા આવે–ને તેમની દૃષ્ટિ કદી વિશાળ ના થાય.

**મુ. સં.**—આજે તો સાધના સાધ્યા પહેલાં લોકોને ઉપદેશ કરવા નીકળી પડવાનો વા વાયો છે. સૂતું ઊઠ્યું તે દરેક પોતાને પૂર્ણ માની બીજાંને દિશાસૂચન કરવા અધીરું થઇ જાય છે. બીજાંને કહેવાનો અધિકાર મેળવ્યા બાદ કહી શકાય એ વાત આજે બહુ થોડાંને ગળે ઊતરે છે.

ઓછામાં ઓછાં બાર વરસ સુધી મૂંગે મોંઢે કામ કર્યા પછી–બાર વરસની અખંડ સાધના પછી—અમારા કર્મચારીને મોં ઉઘાડવાનો અધિકાર પ્રાપ્ત થાય એમ અમે માનીએ છીએ. એટલે મુખ્ય સંચાલક સિવાય બીજાં બધાં માત્ર કામ જ કર્યે જાય છે. બહારનું જગત જોવાથી અને તેને સાંભળવાથી ઘણું મળી રહે એમ છે. બહારના જગતને કહેવા જવા સિવાય દૃષ્ટિ વિશાળ ન થાય યા તે સંકુચિત થઈ જાય એવું ઓછું છે?

મુખ્ય સંચાલક ઉપરાંત અમારામાંથી એક જણ ઉપસંચાલક હોય છે. તેનું કામ મુખ્ય સંચાલકની અનુપસ્થિતિમાં આશ્રમનું બધું કામ સંભાળવાનું. એ ધીરેધીરે ઘડાય, અને આગળ પર મુખ્ય સંચાલકની જગા લે એવો પ્રબંધ અમે કરી રાખ્યો છે.

હું—આ રીતે બીજાંને બહારના જગતમાં કંઇ પણ કરવા ના જવા દો એ એક જાતની જોહુકમી નથી ?

**મુ. સં.**—બિલકુલ નહિ. જેને સાધના સાધવાની છે તેને સાધ્યમાં એકાગ્ર થવાનું હોય છે. એ સાધના સધાઈ ગયા પછી ભલે તે બહાર આવે, દરમિયાન તેણે પોતાના ક્ષેત્રમાં જ પુરાઇ રહીને કામ કર્યે જવું એ જ એને માટે હિતાવહ છે.

હું—કોઇ શિક્ષકને આ પસંદ ન પડે, એમાં એને માનહાનિ કે બંધન લાગે તો ?

**મુ. સં**—જેને એવું લાગે એને માટે આ આશ્રમ નથી જ. દેડકાંની પાંચશેરીથી કોઇ જાતની સાધના ન થાય. દરેક જણ 'હમ ભી ડીચ' કરીને જ્યાંત્યાં માથું મારવા જાય એથી સંસ્થા ચાલી ન શકે. પોતાની મર્યાદા સ્વીકારવાની નમ્રતા પણ હોવાની જરૂર છે.

હું—તમારા શિક્ષકો યા કર્મચારીઓને બહારના અનુભવો મળે એવી તકો તમે આપો છો ખરા ?

**મુ. સં.**—જરૂર. એવી તકો ન આપીએ તો કૂપમંડૂકતા આવી જાય. વહેતાં પાણી નિર્મળ હોય, અને સ્થિર પાણી ગંધાઈ ઊઠે. બહારથી જેઓ અમને માર્ગદર્શન કરાવી શકે એમ હોય તેમને અમે અહીં આમંત્રીને દિવસો સુધી તેમનું આશ્રમમાં આતિથ્ય કરીને સત્સંગ સાધીએ છીએ. અવારનવાર પ્રવાસોમાં જઈને અમે બહારના જગતનો અનુભવ લઇએ છીએ. એટલું જ કે બહારના જગતને કહેવાનો કે ઉપદેશ આપવાનો અધિકાર અમે માત્ર મુખ્ય સંચાલકને આપ્યો છે, બીજાંને નહિ.

હું—“હવે મારી ઘણીખરી શંકાઓ દૂર થઇ છે, ને મૂંઝવણ ઓછી થઈ છે. મેં તમારા ઘણા દિવસો લીધા છે. આવી સંસ્થામાં કામ કરવાનું, અથવા આવો આશ્રમ સ્થાપવાનું મને ગમે. તમે “**શ્રમજીવી કન્યાશ્રમ**” નામ કેમ રાખ્યું છે તેની પૂરી સ્પષ્ટતા હવે થઇ. તમારું એ નામ સાર્થ છે. એ હું મારા આટલા દિવસોના વસવાટથી સારી રીતે જોઇ શકયો છું. આવો સુંદર આશ્રમ સ્થાપવા માટે તમે અને તમારા સાથીઓ ધન્યવાદને પાત્ર છો. આપણા દેશમાં આવા આશ્રમો ઠેરઠેર કયારે સ્થપાશે? આવો આશ્રમ સ્થાપવાનું ભાગ્ય મારા જેવાને કયારે પ્રાપ્ત થશે?”

હું આટલું બોલી રહ્યો કે મારે કાને અવાજ આવ્યો ‘કોઇ મળવા આવ્યું છે.’ હું એકદમ જાગ્યો, ને શું જોઉં છું? મને તાજેતરમાં થયેલો અનુભવ કયાંઈ અદૃશ્ય થઇ ગયો. આગંતુકે કહ્યું, ‘......ની છત્રીનો પત્તો ન ખાધો. જડે તો મોકલી આપજો..

એટલામાં ટપાલ આવી. એક પાલકે લખ્યું હતું “ચિ.......ને હવે મેં ત્યાંથી ઉઠાડી લીધી છે. પણ તમારી સંસ્થા સંબંધે એક બે સૂચનાઓ કરવા જેવી લાગે છે તે કરું છું તો માફ કરશો. તમારે ત્યાં પૂરી સ્વચ્છતા જણાતી નથી. વળી છાત્રાલય હજી સ્થિર પાયા પર મુકાયેલું લાગતું નથી. કામ કરનાર હજી બિન અનુભવી અને છોકરમત ગણાય. તેમને દોરવણીની જરૂર છે.’

વળી એક વિદ્યાર્થિનીનો કાગળ હતો. ‘હું હવે આવવાની નથી. સંસ્થા પ્રત્યે મને મમતા છે. ત્યાં હતી ત્યારે મારા શિક્ષકની ક્ષતિઓ સંબંધે કહેવાની હિંમત નહોતી. પણ હવે લખવું જ જોઈએ એમ લાગવાથી લખું છું. એ કદી પણ પહેલેથી તૈયાર થઈને આવતા નહિ. અમુક વિષયમાં તો માત્ર પુસ્તક વાંચી જ જાય. અમને તો કંટાળો આવતો.’

સ્વપ્નના જગતમાંથી વાસ્તવિક જગતમાં આવી પડવાનું દુઃખ હું અનુભવવા લાગ્યો : વળી પાછી એની એ ઘટમાળ!